શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ મેમનગર, અમદાવાદ તથા શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્‌નું મુખપત્ર

સદ્‌વિદ્યા પ્રવર્તાવો પૃથ્વી પરે...

# ગુરુકુલ દર્શન

વર્ષ - ૩ • સપ્ટેમ્બર-૨૦૧૧ • અંક-૧
પંચવાર્ષિક લવાજમ : રૂા. ૨૫૦/-



ભગવાન શ્રીહરિના અખંડ આરાધક, જપ-તપ, સેવા-સાદગી અને સાધુતાની સાક્ષાત્ મૂર્તિ

**અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ્ જોગી સ્વામી**

જન્મ : ૬-૫-૧૯૦૫ ❁ દીક્ષા : ૭-૩-૧૯૪૫ ❁ અક્ષરવાસ : ૨૮-૮-૨૦૧૧














પૂજ્ય જોગી સ્વામીની પૂજા તથા
ઉપયોગમાં લેવાયેલ વસ્તુઓનું દર્શન




-: સંસ્થાપક :-



સદ્‌વિદ્યા સદ્ધર્મરક્ષક પ્રાત:સ્મરણીય પ. પૂ. ગુરુવર્ય
શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી

# ગુરુકુલ દર્શન

વર્ષ-૩, સપ્ટેમ્બર - ૨૦૧૧, અંક-૧

: આશીર્વાદ :
પ. પૂ. પ્રાત:સ્મરણીય શ્રી જોગીસ્વામી
: પ્રેરણા :
પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

| | |
|---|---|
| પ્રકાશક | : પ.પૂ. પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી |
| તંત્રી | : પાર્ષદ શ્રી શામજી ભગત |
| સંપાદક | : શાસ્ત્રી શ્રી યજ્ઞવલ્લભદાસજી સ્વામી |
| કલા સંયોજન | : હરિકૃષ્ણ ગ્રાફિક્સ, અમદાવાદ |
| વ્યવસ્થાપન | : જગજીવનભાઈ પટેલ, ધવલ ભીમાણી |
| તસ્વીર | : જી. વિઝન |
| મુદ્રક | : સૂર્યા ઓફસેટ |

| | |
|---|---|
| છુટક અંક | : રૂા. ૫/- |
| પંચ વાર્ષિક લવાજમ | : રૂા. ૨૫૦/- |
| આજીવન લવાજમ(૨૫ વર્ષ) | : રૂા. ૭૦૦/- |
| વિદેશમાં આજીવન લવાજમ | : $ ૧૧૦/- |

લવાજમ અંગે પત્રવ્યવહાર



'ગુરુકુલ દર્શન' કાર્યાલય
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ - મેમનગર, અમદાવાદ-૫૨
ફોન (૦૭૯) ૨૭૯૧૨૫૯૧/૯૨
www.swaminarayangurukul.org
E-mail- gurukul_darshan07@yahoo.co.in

## એવા જો મળ્યા રે અમને જોગીયા

એવા જો મળ્યા રે અમને જોગીયા
હરિ જેને પ્રગટ પ્રમાણ
નેણે ને વેણે રે વરસે વા'લમો
ટાળી જેણે ભવોભવની તાણ....૧
જોગીડાંની જાત્યુ જુદી જાણવી
જોગી જેને હરિવરનો જોગ
અખંડ રે'વે રે હરિ અંતરે
પળનોય નહી રે વિજોગ....૨
જોગીનું જીવન હરિ જાણવા
હાલે હૈયે જાપ રે અજાપ
આપા રે પણુ એનું ઓગળ્યુ
જોગીડામાં હરિવરનો વ્યાપ....૩
કોઇ રે કળે નહીં એના ભેદને
મે'રવાન મોટા રે મે'રાણ
થઇ ને થાવાનું જાણે જોગિયા
જોગી જેને અગમના એંધાણ....૪
લલાટે લખ્યા રે ટાળ્યા નો ટળે
ટળે કોઇ મળે મોટા ભેખ
જોગીડે સામર્થી જોને વાવરી
કરમની રેખે મારી મેખ....૫
જોગીડે અમરત પાયા પ્રેમથી
અંગ અંગ આનંદ પૂર
માધવ કે જોગીડા કેરા જોગથી
ભીંતર મોજ્યું રે ભરપૂર....૬

- સ્વામી માધવપ્રિયદાસ



||श्री स्वामिनारायणो विजयतेतराम् ||



सनातन धर्मधुरंधर आचार्य
श्री १००८ श्री राकेशप्रसादजी महाराजश्री
श्री लक्ष्मीनारायण देव दक्षिण देश गादी
संस्थान : वडताल - पीन : ३८७ ३७५
आचार्य जा. र. नं. ६०/२०६७ ता. ९-९-२०११

પ્રતિશ્રી,
શ્રી શા.સ્વા. માધવપ્રિયદાસજી ગુ.શા.સ્વા. શ્રી ધર્મજીવનદાસજી
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, મેમનગર-અમદાવાદ.

વડતાલવાસી શ્રી લક્ષ્મીનારાયણ દેવ તથા આરાધ્ય ઇષ્ટદેવ શ્રી હરિકૃષ્ણ મહારાજના ચરણકમળથી લિ. વડતાલવાસી શ્રી લક્ષ્મીનારાયણ દેવ ગાદીના પિઠાધિપતિ પ.પૂ.ધ.ધુ.૧૦૦૮ આચાર્યશ્રી રાકેશપ્રસાદજી મહારાજશ્રીના શુભાશીર્વાદપૂર્વક જય શ્રી સ્વામિનારાયણ વાંચશો.

અ. નિ. હરિપ્રકાશદાસજી સ્વામી (જોગીસ્વામી) તા.૨૮-૦૮-૨૦૧૧ના રોજ અક્ષરવાસી થયાના સમાચાર જાણીને અત્યંત દુ:ખની લાગણી અનુભવાય છે. ૧૦૭ વર્ષ વયે અક્ષરધામમાં શ્રીજી મહારાજના સામીપ્યમાં સદાયને માટે પહોંચી ગયા છે. પોતાના નિ:સ્પૃહી જીવન અને પંચવર્તમાનની દ્રઢતા અને અખંડ મહારાજનું ભજન કરતા થકા સારાય સત્સંગ સમુદાયને એક નવિન પ્રેરણા આપતા ગયા છે. તેમનું જીવન આજે સારાય સત્સંગ સમાજને માટે માર્ગદર્શક બની રહો તેવી અમારા અંતરથી શ્રીહરિના ચરણકમળમાં પ્રાર્થના છે.

સને. ૨૦૦૬માં જ્યારે વડતાલમાં ઉજવાયેલ શ્રીહરિકૃષ્ણ મહારાજ મહોત્સવની તૈયારીઓ થતી હતી ત્યારે તેમને શારિરીક અસ્વસ્થતા થતા સંતો ભક્તોની મહારાજ પાસે એવી માંગણી થઇ કે સ્વામી હજુ સત્સંગની મધ્યમાં રહે તો સારુ અને શ્રીહરિની કૃપાથી સ્વામી સુરત ખાતે ઉજવાયેલ શ્રી હરિકૃષ્ણ મહારાજ મહોત્સવ-૨ માં પણ હાજર રહ્યા અને સૌ સંતો ભક્તોને રાજી કરીને મહારાજના ધામમાં ગયા છે. તે વાતનો આજે સત્સંગમાં સૌને આનંદ છે.

મોટા સંતની સેવા મળવી તે મોટા ભાગ્યની વાત કહેવાય. કાયમ તમને સૌ સંતોને આવી સેવા કરવાની તક મળતી રહે તેવી શ્રી હરિના ચરણોમાં પ્રાર્થના કરીએ છીએ. સ્વામીની વિશિષ્ટપણે લાભ લેનાર સંતોમાં શ્રી વિશ્વવિહારી સ્વામી તથા શ્રીવલ્લભસ્વામી આદિ સંતોને અંતરથી શુભાશીર્વાદ પાઠવીએ છીએ.

અ. નિ. શ્રી જોગીસ્વામી ભગવાનનું ભજન સ્મરણ કરતાં કરતાં અક્ષર નિવાસી થયા છે. ત્યારે સર્વાવતારી શ્રીહરિના ચરણ કમળમાં અમો પ્રાર્થના કરીએ છીએ કે, કાયમ તેમને તેમના ચરણ કમળનું સુખ અર્પે.

અત્રેથી ગુરુકુલ પરિવારના તમામ આદરણીય સંતો તથા આત્મીયજનોને અ. નિ. શ્રી હરિપ્રકાશદાસજી સ્વામી પ્રત્યે શ્રધ્ધાંજલિ પાઠવીએ છીએ.

શ્રીહરિ દ્વારા પ્રસ્થાપિત મૂળ સંપ્રદાયના મૂળ મંદિરોમાં સ્વયં મહારાજ દ્વારા પ્રતિષ્ઠિત દેવોની સેવા તથા વડતાલવિહારી શ્રીહરિકૃષ્ણ મહારાજ પ્રત્યેની અચળ નિષ્ઠા તથા ગાદી સ્થાનનું ગૌરવ ગુરુકુલ પરિવાર દ્વારા હરહંમેશ જળવાય તેવી પ્રભુ ચરણોમાં પ્રાર્થના સહ અમારા જય શ્રી સ્વામિનારાયણ



श्री निलकण्ठ ! हरिकृष्ण ! हरे ! दयालो स्वामिन् ! परात्परवराक्षर धामवासिन् ||
हरिप्रसाद ! पुरुषोत्तम ! धर्मपुत्र ! नारायणं सुखनिधिंप्रणमाम्यह त्वाम् ||

આચાર્ય મહારાજશ્રી






તા. ૦૭-૦૯-૨૦૧૧

## - શોક સંદેશ - શ્રધ્ધાંજલિ -

આધ્યાત્મનો આદર્શ અને સંત પરંપરાનો પ્રકાશ પાથરનારા **શ્રી હરિપ્રકાશદાસજી સ્વામી** (શ્રી જોગી સ્વામી) પોતાની કર્તવ્ય લીલા સંકેલી દિવ્યધામ શ્રીહરિ શરણે સિધાવ્યા છે. પોતાની સમસ્ત જીવન સફરમાં અખંડ ભગવદ્ પરાયણ રહીને સમાજ અને સંપ્રદાયને દિવ્ય સ્પંદનો થકી સુસંસ્કૃત કરવાની કામના રાખી હતી. તેવા **શ્રી જોગી સ્વામીજી**ને આ ગુણાનુવાદ સભામાં શ્રધ્ધાંજલિ આપી એમના સંત-સદ્‌ગુણોના મહાત્મ્યને મોંઘેરૂ બનાવીએ.

શ્રધ્ધાંજલિ સભામાં ઉપસ્થિત રહેનાર સૌ સંતો મહંતો અને ધર્માચાર્યો, સર્વને આ પ્રસંગે શ્રધ્ધાપૂર્વકના જય સ્વામિનારાયણ.

**સૌનો,**

**(નરેન્દ્ર મોદી)**

**પ્રતિ,**
**શ્રી બાલકૃષ્ણદાસજી પુરાણી,**
શ્રી સ્વામિનારાયણ ગુરૂકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ,
એસ. જી. રોડ, એસ. જી. વી. પી. સર્કલ, છારોડી,
અમદાવાદ.

**નરેન્દ્ર મોદી**
મુખ્ય મંત્રી, ગુજરાત રાજ્ય

# જોગી ચલો આપણે ગામ

■ શાસ્ત્રી માધવપ્રિયદાસજી સ્વામી

**"શ્રીજી મહારાજે દેહોત્સવ કરવાનો મનસૂબો કર્યો"**
**"પછી શ્રીજી મહારાજે દેહોત્સવ કર્યો"**

આ વચનો સદ્‌ગુરુ નિર્ગુણદાસ સ્વામીની વાતોમાં ભગવાન શ્રી સ્વામિનારાયણની અંતર્ધાન લીલાના સંદર્ભમાં નોંધાયા છે.

મોટા ભાગે આપણે મૃત્યુને અમંગલ - અશુભ ગણીએ છીએ, પરંતુ ભારતીય અધ્યાત્મ ક્ષેત્રે સંત પરંપરામાં દેહના મરણને મંગલમય, આનંદસભર ઉત્સવ સમજવામાં આવે છે અને ભગવાનના અવતારો કે મહાપુરુષોના દેહત્યાગને 'દેહોત્સવ' તરીકે મનાવવામાં આવે છે.

ભગવાન શ્રી હરિ મુમુક્ષુઓના માર્ગદર્શન માટે કોઇને કોઇ મહાન મુક્ત પુરુષને ધરતી ઉપર મોકલતા જ રહે છે.

પૂજ્ય જોગી સ્વામી પણ એવા જ મહારાજના મોકલેલા અક્ષરધામનાં મુક્ત હતાં.

મહાપુરુષો દેહમાં વર્તવા છતા દેહાતીત હોય છે. ગુણોમાં નિવાસ કરવા છતાં ગુણાતીત હોય છે. ભગવાન શ્રી હરિની મૂર્તિના સંબંધને લીધે મહાન સંતોની સર્વ ક્રિયા પણ નિર્ગુણ બની જાય છે.

પૂજ્ય જોગી સ્વામી એવા જ નિર્ગુણ મૂર્તિ-ગુણાતીત સંત હતા.

પૂજ્ય જોગી સ્વામીએ ૧૦૭ વર્ષ સુધી દેહને ધારણ કર્યો. હજારો મુમુક્ષુ જીવોને શ્રી હરિના સ્વરુપમાં જોડ્યા. હજારો જીવોને સુખીયા કર્યા અને આખરે પોતાના નિત્ય નિવાસ સમા અક્ષરધામની વાટ લીધી.

સત્પુરુષોનું જીવન દિવ્ય હોય છે. તેજ રીતે તેમની દેહ છોડવાની રીત પણ દિવ્ય હોય છે. મહાન સત્પુરુષોના શરીર ત્યાગની પ્રક્રિયા મૃત્યુ નથી પણ મંગલકારી દેહોત્સવ હોય છે.

પૂજ્યપાદ જોગીસ્વામીનું અખંડ ભગવદ્‌પરાયણ જીવન અને દેહ છોડીને અક્ષરધામ પ્રતિ ગમન આજે સમગ્ર

પૂજ્ય જોગી સ્વામી
પણ એવાજ મહારાજના
મોકલેલા અક્ષરધામનાં
મુક્ત હતાં. !

અધ્યાત્મ જગતમાં દિવ્યતાના પડઘા પાડે છે. તેમાં પણ પૂજ્ય સ્વામીજીની અંતિમક્ષણો સર્વ માટે અલૌકિક દિવ્યતાની અનુભૂતિ કરાવનારી બની ગઈ, તેથી જ પૂજ્ય જોગીસ્વામીએ દેહત્યાગ કર્યો એમ નહી કહેતા તેમણે દેહોત્સવ કર્યો છે, એમ જ કહેવું પડશે.

પૂજ્ય જોગીસ્વામીના દેહોત્સવના આગમનની એંધાણીઓ અનેક સંતો-હરિભક્તોને અનુભવાઈ હતી.

અમદાવાદ-ગુરુકુલ ખાતે શ્રાવણ માસમાં ૩૫મો જ્ઞાનસત્ર ચાલી રહ્યો હતો ત્યારે પૂજ્ય સ્વામી પ્રત્યેક મહોત્સવમાં પધારે છે તેમજ સ્વસ્થ, પ્રસન્ન અને તેજસ્વી મુદ્રામાં સૌને દર્શન દેવા પધાર્યા હતા. છેલ્લા ઘણા વર્ષથી પૂજ્ય જોગી સ્વામી શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ-મેમનગરમાં બિરાજીને સૌને દર્શનનું સુખ આપીને સત્સંગ-ભજનની પ્રેરણા આપતા હતા.

આ જ્ઞાનસત્ર જેવા ઉત્સવના માહોલમાં પૂજ્ય સ્વામીનું આ છેલ્લું સમૂહ દર્શન હશે એની તો કોઈને કલ્પના પણ કેવી રીતે આવી શકે?

૧૦૭ વર્ષની ઉંમરનું સ્વસ્થ અને કાંતિમાન શરીર જોઈને દર્શન કરનારા સૌને આશ્ચર્ય થાય એવા જોગી સ્વામીએ વરતાલના ચેરમેન પૂ. ઘનશ્યામ સ્વામીને સ્વપ્નમાં દર્શન દીધા અને ગાલે ટપલી મારીને



કહ્યું- 'માળા ગાંડિયા! મારા દર્શન કરી જા.' તંદ્રાવસ્થામાંથી જાગીને ઘનશ્યામ સ્વામીએ બાલસ્વામીને પૂજ્ય જોગી સ્વામીના સ્વાસ્થ્યના સમાચાર પૂછ્યા અને પોતાને આવેલા સ્વપ્નની વાત કરી. પૂજ્ય સ્વામી ત્યારે સંપૂર્ણ સ્વસ્થ હતા તેથી ઘનશ્યામ સ્વામી તરત દર્શને ન આવ્યા; પરંતુ ફક્ત બે દિવસમાં જ સ્વામી અસ્વસ્થ થયા અને ડોક્ટર મિત્રોની ભલામણ અનુસાર સ્વામીજીને સ્ટર્લીંગ હોસ્પીટલમાં દાખલ કર્યા. આ વાત સાંભળીને શાસ્ત્રી સ્વામી દોડતા દવાખાને પૂજ્ય જોગી સ્વામીના દર્શન માટે આવ્યા.

ડૉ. વસંત વાલુ સાહેબ, ડૉ.પાર્થિવભાઈ મહેતા, ડૉ. મુકેશ પટેલ, ડૉ.રજનીભાઈ પટેલ, ડૉ. હિમાંશુ પટેલ, ડૉ. કમલેશ પટેલ, ડૉ. રોનક શાહ, ડૉ. ભાવિન પટેલ વગેરે ડૉક્ટરોની ટીમ ખૂબ જ ભક્તિભાવથી રાત્રિ-દિવસ પૂજ્ય જોગી સ્વામીની સેવામાં લાગી ગઇ હતી.

પૂજ્ય પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી ગુરુકુલ પરિવારના નિર્મળ અને અનુષ્ઠાનપ્રિય સંત છે. જન્માષ્ટમી ની આગલી રાત્રે ૨:૧૫ કલાકે એમને એક તેજસ્વી દિવ્ય સંતના દર્શન થયા.

એ સંતે કહ્યું, 'પુરાણી! જાગો જાગો, જોગીસ્વામી ધામમાં ગયા.' પુરાણી સ્વામી એકદમ હાંફળા ફાંફળા થઇ જાગી ગયા ત્યાં તો તે સંત દોડતા રુમની બહાર નીકળી ગયા.

પુરાણી સ્વામી પણ દોડતા બહાર આવ્યા અને સાધુ આશ્રમના ઓટલેથી જોયું તો બહાર સુમસામ હતું, કોઇ દેખાણું નહિં!

પૂજ્ય જોગી સ્વામી ધામમાં ગયા તેના આગલા દિવસે પુરાણી સ્વામીએ છારોડી ખાતે

મને આ વાત રૂબરુમાં કરી અને કહ્યું કે 'સ્વામી હવે નહી રહે તેવું લાગે છે. માટે આપણે સ્વામીને દવાખાનેથી ગુરુકુલ લઇ જવા જોઇએ.'

મારા મનમાં પણ એ વાત સૂદ્રઢ થઇ કે હવે સ્વામીને દવાખાને નથી રાખવાં. સ્વામીની સેવા માટે ગુરુકુલમાં જ જે જોઇએ તે ડોક્ટરો તેમજ સાધનસામગ્રીની બધી જ વ્યવસ્થા ઉભી કરવી પણ હવે સ્વામીને ગુરુકુલ જ લઇ જવા.

બીજી આશ્ચર્યની વાત એ છે કે પુરાણી સ્વામીને દર્શન થયા એજ સમયે પૂજ્ય પુરાણી બાલકૃષ્ણદાસજી સ્વામીને પણ પોતાના આસનની બારીમાં જોગી સ્વામીના દિવ્ય દર્શન થયા હતા.

હોસ્પિટલમાં દર્શનાર્થીઓનો ધસારો ન થાય એવા આશયથી પૂજ્ય જોગીસ્વામીની બિમારીના સમાચાર સંતમંડળ અને નજીકના ભક્તો સિવાય બહુ જાહેર કર્યા નહોતા; તોપણ આજના મોબાઈલના યુગમાં વાયુવેગે વાત ફેલાઈ ગઈ.

વરતાલ ગાદીના પીઠાધીશ્વર પરમ પૂજ્ય આચાર્ય મહારાજ શ્રીરાકેશપ્રસાદજી મહારાજ પણ જોગીસ્વામીને દર્શન દેવા અને સ્વાસ્થ્યના સમાચાર જાણવા પધાર્યાં. સાથે પૂ. ઘનશ્યામ સ્વામી પણ ફરીથી સ્વામીના દર્શને આવ્યા.

દવાખાનામાં પૂજ્ય સ્વામીજીના શરીરની કાંતિ યથાવત હતી, મુખ ઉપર પીડાની કોઇ રેખા દેખાતી નહોતી. પૂજ્ય સ્વામી સંપૂર્ણ પણે દેહાતીત કે ગુણાતીત અવસ્થામાં વિહરતા હતા.



સૌ સંતોને આશા બંધાતી હતી કે પૂજ્ય સ્વામી થોડા દિવસમાં સ્વસ્થ થઈ જશે; પરંતુ આ વખતે આ જોગી જાણે કોઈ અલૌકિક ખેલ ખેલી રહ્યા હોય તેમ સૌને આશ્ચર્યમાં નાખી રહ્યા હતા.

થોડા દિવસોના ચડાવ-ઉતાર બાદ આ જોગીડાએ પોતાની વૃતિઓ સંકેલી લીધી અને સેવા કરી રહેલા ડોક્ટર મિત્રો પણ મુંઝાઈ ગયા.

પૂજ્ય સ્વામીનાં સ્વાસ્થ્ય માટે સર્વત્ર ધૂન-ભજન અને અનુષ્ઠાનો થઇ રહ્યાં હતાં.

પૂજ્ય જોગીસ્વામીના દીર્ઘાયુષ સાથે સ્વાસ્થ્ય માટે મેમનગર ગુરુકુલમાં દર શનિવારે સમૂહ મંત્રલેખનનું આયોજન પૂજ્ય બાલકૃષ્ણદાસજી સ્વામીની પ્રેરણાથી કરવામાં આવ્યું હતું.

સ્વામી ધામમાં ગયા એના એકાદ અઠવાડીયા પહેલા કોણ જાણે કઈ રીતે પૂ. બાલ સ્વામીને અંતરમાં પ્રેરણા થઈ કે આપણે શનિવારને બદલે રવિવારે સમૂહ મંત્રલેખન રાખીએ!!!

કેમ જાણે જોગીસ્વામીના અક્ષરવાસના આગમનની એંધાણી મળતી હોય તેમ શનિવારને બદલે રવિવારે સાંજે ૫.૩૦ થી ૭.૩૦ સમૂહ મંત્રલેખન કરવાનું નક્કી થયું.

આ બાજુ શ્રીજી મહારાજના સંકેતને સમજીને તાત્કાલિક પૂજ્ય સ્વામીજીને દવાખાનેથી મેમનગર ગુરુકુલ ખાતે તેઓશ્રીના કાયમી નિવાસના આસને પધરાવવામાં આવ્યા.

બહુ મોટી ઉંમરને લીધે સ્વામીના અન્ય અંગો શિથિલ થયાં હતાં. પરંતુ હૃદય તો સ્વસ્થ માણસની જેમ જ ધબકતું

હતું. એટલે સ્વામી હજુ થોડો સમય પૃથ્વી પર રોકાશે એવી સર્વનાં અંતરમાં આશા હતી.

આગળની સારવાર કઈ રીતે ચાલું રાખવી એનું આયોજન થઈ રહ્યું હતું. પરંતુ શ્રીહરિ અને સ્વામીનું આયોજન જુદુ જ હતું. જાણે એમણે ચૌદ ચૌદ દિવસ સુધી કાળને ઠેલી રાખ્યો હતો. સ્વામી ગુરુકુલની પુણ્ય ભૂમિમાં પધારીને દેહ છોડવાની જાણે રાહ જોઈ રહ્યા હતાં. કટોકટી ભર્યો સમય વીતી રહ્યો હતો. પૂ. સ્વામી દવાખાનાથી ગુરુકુલ પધાર્યા એને આશરે દોઢ કલાક થવા આવી હતી.

મેમનગર ગુરુકુલમાં સ્વામિનારાયણ નામની ધૂન અને મંત્રલેખન ચાલી રહ્યા હતા. ગુરુકુલ પરિવારના સર્વે સંતો પૂજ્ય જોગીસ્વામીની સમીપમાં ઊભા રહી, હવે શું થશે ? એવા ઉચાટ ભર્યા હૈયે મહારાજને પ્રાર્થના કરતા કરતા સ્વામીના દર્શન કરી રહ્યાં હતાં.

પુરુષોત્તમ નારાયણનો પ્રભાવ સમગ્ર વાતાવરણમં ફેલાઈ રહ્યો હતો અને પૂજ્ય સ્વામી જાણે કે અક્ષરધામમાં જવા માટે ઉત્સુક બન્યા હોય તેમ એક શાંત-સરળ બાળકની જેમ પોઢી રહ્યા હતા. સ્વામીના ચહેરા ઉપર પ્રસન્નતા અને શાંતિ પથરાયેલી હતી; એ જ સમયે ડોક્ટર મિત્રોએ સર્વેને પૂજ્ય સ્વામીજીના અંતિમ દર્શન કરી લેવા સૂચના આપી.



આ આઘાત જનક સૂચના સાંભળીને સૌ સંતો ભાંગી પડ્યા અને શ્રીજી મહારાજના નામસ્મરણ સાથે પૂજ્ય સ્વામીજીના મુખમાં તુલસીપત્ર સાથે પ્રસાદીભૂત તીર્થજળ પધરાવવા લાગ્યા. પૂજ્ય સ્વામીએ ઉપસ્થિત સર્વ સંતોના હાથે તીર્થજળ સ્વીકાર્યું.

પૂજારી સંતો બાકી રહી જતા હતા. 'સ્વામીના શરીરમાં ચેતન હોય ત્યાં તેમને હાથે પણ તીર્થજળ પધરાવાય તો એ સંતોને સૂતક ન લાગે.' એવા વિચારથી પૂજારી સંતોને તાત્કાલિક બોલાવવામાં આવ્યા. એમણે પણ પૂજ્ય સ્વામીના મુખમાં તીર્થજળ પધરાવ્યું અને સ્વામીએ તે સ્વીકાર્યું. પૂજારીઓ તુરત જ મંદિરમાં ગયા.

આમ ઉપસ્થિત સર્વ સંતોને ધન્ય બનાવી સ્વામી છેલ્લા શ્વાસ લેવા લાગ્યા, ધીરે રહીને નેત્ર બીડાયા, મુખારવિંદ બીડાયું, શરીરમાં અલૌકિક કાંતિ પ્રગટી,ધીમે ધીમે શ્વાસોચ્છવાસ સંપૂર્ણ બંધ થયા અને અખંડ ભગવદ્‌પરાયણ પૂજ્યપાદ જોગીસ્વામીએ બ્રહ્મરંધ્રના માર્ગે અક્ષરધામની વાટ લીધી. સ્વામીના બ્રહ્મરંધ્રનો ભાગ પોચી રૂની ગાદી જેવો બની ગયો જેના સર્વ સંતો સાક્ષી છે.

રવિવાર તા.૨૮ ઓગસ્ટ - ૨૦૧૧ ની સંધ્યાનો એ સમય એટલે ૭ કલાક અને ૭ મિનિટ સંધ્યા આરતીનો સમય. મંદિરોમાં આરતીઓ પ્રગટી અને આપણા જોગીસ્વામીએ અક્ષરધામના ઝાલર-નગારા વગાડ્યા.

'ધન્ય ધન્ય એ સંત સુજાણને ...' જેણે આજીવન પુરુષોત્તમ નારાયણની શ્વાસોચ્છવાસે માળા જપી, ઉપાસના કરીને એક આદર્શ ભક્ત આદર્શ સંતનું ઉદાહરણ પુરુ પાડતા ગયા.

જૂનાગઢ જિલ્લાનું નાનકડુ ગામ. ગામનું નામ 'ખારચિયા

વાંકુના'. આ ગામમાં સ્વામિનારાયણ મંદિરમાં સવાર-સાંજ નાનુભાઈ ભરાડ ઠાકોરજીની સેવા-પૂજા આરતી કરે. આજે રવિવારે નાનુભાઈ કામકાજમાં રોકાયેલા હોવાથી એના ભાઈ ચંદુભાઈ સંધ્યા આરતી ઉતારી રહ્યાં હતાં; ભગવાન શ્રીહરિની આરતી કરી લીધા પછી મંદિરમાં પધરાવેલ સંતોની છબીઓને આરતીની આશકા દઈ રહ્યા હતા ત્યારે પૂજ્ય જોગીસ્વામીની છબીમાંથી આરતીના પ્રકાશ સાથે એક તેજ લિસોટો નીકળ્યો અને સિંહાસનમાં બિરાજમાન શ્રીજી મહારાજના સ્વરૂપમાં વિલીન થઈ ગયો.



ચંદુભાઇ કાંઇ સમજી શક્યા નહીં પરંતુ આ દિવ્યતાનો અનુભવ તેને અકળાવી ગયો. આરતી પછી દોડતા ઘેર આવીને એમણે પોતાના ભાઇ નાનુભાઇ ભરાડને વાત કરી. 'ભાઇ! મને લાગે છે કે જોગી સ્વામી ધામમાં ગયા.'

નાનુભાઇએ થોડી વાર પહેલા જ મેમનગર ગુરુકુલમાં ફોન કરીને 'જોગી સ્વામી હજુ સ્વસ્થ છે' તેવા સમાચાર જાણ્યા હતાં, તેથી પોતાના ભાઇની વાત માની નહીં. પરંતુ થોડા જ સમયમાં ચારેબાજુ વાયુવેગે વાત ફેલાઇ ગઇ કે "પૂજ્ય જોગી સ્વામી અક્ષરધામમાં સિધાવી ગયા છે." ત્યારે નાનુભાઇને મનાણું કે ચંદુની વાત સાચી છે.

પૂજ્ય જોગી સ્વામી સાથે જોડાયેલા અનેક સંતો અને મહાનુભાવો સહિત હજારો લોકો પૂજ્ય સ્વામીના અંતિમ દર્શન કરવા માટે મેમનગર ગુરુકુલમાં ઉમટી પડ્યા.પૂજ્ય સ્વામીના પાર્થિવ શરીરને તા.૨૮ થી ૩૧ ઓગસ્ટ સુધી કોઇ પણ જાતની સંરક્ષક દવાઓ વિના ત્રણ રાત્રિ અને ત્રણ દિવસ રાખવામાં આવેલ.

ત્રણ ત્રણ દિવસ સાચવી રાખેલા તેઓશ્રીના પાર્થિવ દેહમાં કોઇ પ્રકારની વિકૃતિ નહીં, આખું શરીર હીરની ફેલની જેમ વાળી શકાય, બેસાડી શકાય, સ્નાન વગેરે કરાવી શકાય એવું હળવા ફુલ જેવું રહ્યું અને શરીરની તેજોમય કાંતિ, મુખની પરમ શાંતિ સાથેની પ્રસન્નતા જોગી સ્વામીના આંતરિક ઐશ્વર્યની પ્રતીતિ સૌને કરાવતા હતાં.

સમાધિસ્થ સિધ્ધપુરુષના જેવું તેમનું દિવ્ય દર્શન કરતાં ભલભલાના મુખમાંથી આશ્ચર્યના ઉદ્‌ગારો સરી પડતા હતા.

સેવક સંતો પૂ. વિશ્વવિહારી સ્વામી,પૂ. શ્રી વલ્લભ સ્વામી વગેરેને એવો જ અનુભવ થયો કે પૂજ્ય જોગી સ્વામી આપણી વચ્ચે જ બિરાજમાન છે અને નિયમિત સેવાનો લાભ આપી રહ્યાં છે.

પૂજ્ય જોગી સ્વામીના અંતિમ દર્શન અને અગ્નિ સંસ્કાર માટે સમગ્ર સંપ્રદાયની વિવિધ શાખા પ્રશાખાઓના સંતો દર્શન કરવા પધાર્યા. હજારો ભાવિકોએ દર્શન કર્યા. વિવિધ પક્ષના અનેક રાજકીય નેતાઓ તેમજ સામાજીક અગ્રણીઓ પૂજ્ય સ્વામીના દર્શને પધાર્યા. ઈંગ્લેન્ડ, અમેરીકા, આફ્રિકા, સીસલ્સ, ઓસ્ટ્રેલીયા વગેરે દેશોના ભક્તો તત્કાલ ટિકિટો મેળવી પૂજ્ય સ્વામીના દર્શને પધાર્યા.

પૂજ્ય સ્વામીની સેવા કરનારા ડૉક્ટરોનો અભિપ્રાય એવો હતો કે, 'પૂજ્ય સ્વામીના પાર્થિવ શરીરને બરફની પાટ ઉપરથી બહાર લીધા બાદ બે જ કલાકમાં બધો વિધિ આટોપી લેવો જોઈએ. નહીંતર શરીરમાં વિકૃતિ થઈ શકે છે.' પરંતુ આ સમય મર્યાદા જાળવવી કોઈ રીતે શક્ય નહોતી. એટલે આખરે બધુ જ મહારાજના ભરોસા ઉપર છોડવામાં આવ્યું હતું. અને એ ભરોસો અદ્‌ભૂત રીતે ખરો ઉતર્યો હતો.

સવારમાં સાડા સાત વાગ્યે દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલયના પ્રધાનાચાર્યજીએ શાસ્ત્રોક્ત પરમહંસીય બ્રહ્મમેધ સંસ્કાર વિધિથી પૂજ્ય સ્વામીના

પાર્થિવ શરીરને સ્નાન કરાવવાનો આરંભ થયો. મંત્રગાન સાથે થઈ રહેલા વિધિ સમયે વાતાવરણ અત્યંત દિવ્ય અને ભાવપૂર્ણ બન્યું હતું.



પ્રકૃતિ કે સમયનો કોઈ પ્રભાવ આ મહાપુરુષના શરીરમાં વર્તાતો ન હતો.

હસમુખભાઈ પાટડીયાના કંઠે ગવાતા વંદુના ગાનને હજારો ભક્તો ઝીલી રહ્યા હતા.

સ્વામીની અંતિમ પાલખીયાત્રા શરૂ થઈ. સ્વામીના છેલ્લા દર્શન માટે માનવ મહેરામણ ઉમટ્યો હતો. મંત્રગાન, ધૂન ભજન સાથે પાલખી SGVPના પ્રાંગણમાં પહોંચી.

આશરે સવારના સાડા દશ થવા આવ્યાં હતાં. ધામધામના સંતો પૂજ્ય સ્વામીને અંજલિ અર્પણ કરવા પધાર્યા હતા. SGVP કેમ્પસમાં માનવ મહેરામણ મા'તો નહોતો.

વિવિધ ધામોમાંથી પધારેલા સાધુ સંતો અને ધર્મગુરુઓની સાથોસાથ શહેરો અને દૂરદૂરના ગામડાઓમાંથી ભક્તજનોનો સમૂદાય ઉમટ્યો હતો. દેશ-વિદેશના હજારો ભક્તો પૂજ્ય સ્વામીના છેલ્લા દર્શન કરી રહ્યાં હતાં.

ગુજરાત રાજ્યના મુખ્યમંત્રી શ્રી નરેન્દ્રભાઈ મોદી પણ સ્વામીની અંતિમ વિધિમાં ભાગ લેવા પધાર્યા હતા.

જીવનભર પૂજા, પ્રશંસા અને પ્રસિદ્ધિથી પર રહેલા આ મહાપુરુષના પાર્થિવ શરીરની છેલ્લી આરતી ઉતરી. સમગ્ર પ્રકૃતિએ પણ પોતાનું શાંત, શીતળ વર્ષામય સ્વરુપ પ્રગટ કરીને પૂજ્ય સ્વામીને અંતિમ પ્રણામ કર્યા.

અક્ષરમુક્તો આકાશમાંથી અમૃતના બુંદો વરસાવી જાણે પૂજ્ય સ્વામીનું અભિવાદન કરી રહ્યા હતા. ઝીણી વર્ષાના બુંદમાં ચંદનનો છંટકાવ પણ કેટલાક ભાવિક ભક્તજનોને અનુભવાયો.

ડૉક્ટરોએ આપેલી સમય મર્યાદા તો ક્યારની પૂરી થઈ ગઈ હતી. સ્વામીના શરીરને બરફમાંથી બહાર લીધા બાદ પાંચ પાંચ કલાક વીતી ગયા હતાં.

સ્વામી જાણે ડગલે અને પગલે વિજ્ઞાનથી પર દિવ્ય શક્તિનાં દર્શન કરાવી રહ્યાં હતાં.

આશરે સાડા બારના સુમારે પૂજ્ય જોગી સ્વામીના શરીરને અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો.

મહાન મુક્તનું પાર્થિવ શરીર પંચભૂતોને પાવન કરવા પંચભૂતોમાં વિલીન થયું.

આ સંત જીવનની ઘટમાળનો ભૌતિક જગત કે ભૌતિક વિજ્ઞાન સાથે મેળ ન પડે એ હકીકત છે.

જેના શ્વાસમાં હરિનું નામ જોડાયેલું રહેતું, જેની આંખો સતત હરિ દર્શન કરતી, જેની વાણીમાં હરિનો પ્રકાશ પથરાતો અને જેનું સમગ્ર વ્યકિતત્ત્વ ભગવદ્‌મય બની ગયું હતું. એવા અખંડ ભગવત્ પરાયણ પૂજ્ય જોગી સ્વામીના દર્શન,પૂજન અને સેવા કરનારા સૌના અંતઃકરણ સાક્ષી પુરે છે કે જોગી સ્વામી હજુ પણ મહારાજની સાથે આપણી વચ્ચે બિરાજમાન છે.

પૂજ્ય જોગી સ્વામીનું શરીર ૧૦૭ વર્ષ સુધી આ ધરતી ઉપર સ્વસ્થ રીતે રહ્યું તેની પાછળ ભગવાન શ્રીહરિની મરજી તો ખરી જ, પરંતુ સાથોસાથ પૂજ્ય સ્વામીની નિરંતર સેવા કરનાર સેવક સંત શ્રી વિશ્વવિહારી સ્વામી તથા શ્રી શ્રીવલ્લભ સ્વામીએ અનન્યભાવે જે સેવા કરી તે પણ કારણભૂત છે. ઉપરાંત અન્ય સંતોએ પણ રાત્રિ-દિવસ જોયા સિવાય પૂજ્ય સ્વામીની સેવામાં મૌનભાવે અને કોઇ ન જાણે એ રીતે ખૂબજ સેવાઓ કરી છે. તે સર્વ સેવક સંતોને હાર્દિક વંદન. ■

# સંત કૃપાએ સુખ ઉપજે

■ પુરાણી સ્વામી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી

પૂજ્યપાદ્ જોગીસ્વામી જેવા સંતની અમીદૃષ્ટિ જેના ઉપર પડે તેના તમામ દુઃખ દુર થઇ જાય. આપણું દુઃખ પૂજ્ય સ્વામી સાંભળી જાય એટલે સ્વામીના અંતરમાં બેઠેલા શ્રીજી મહારાજને આપણા દુઃખની નોંધ લેવી પડે અને સંતના સંકલ્પથી મહારાજ આપણા દુઃખ નાશ કરે. આવા અનેક અનુભવના પ્રસંગો શાસ્ત્રી સ્વામી માધવપ્રિયદાસજીએ **"જોગીસ્વામીની જીવનગાથા "** નામના ગ્રન્થમાં ગૂંથ્યા છે.

મારી નજરે નિહાળેલો અને અનુભવેલો એક પ્રસંગ છે. સંતકૃપાથી શું ન થાય? બ્લડ કેન્સર જેવા રોગ પણ દૂર થઇ જાય તેનો સાક્ષાત્ અનુભવ ગુરુકુલના વિદ્યાર્થી મધુભાઇ સતાણીને થયો છે. હરિભાઇ સતાણી નામના હરિભગત ગામ પાનસડા, જસદણમાં એની ઓઇલ મીલ ચાલે છે. હરિભાઇ ગુરુકુલમાં ભણેલા એટલે પોતાના પુત્રોને પણ ગુરુકુલમાં જ ભણાવ્યા. મધુભાઇ સતાણી તેમના મોટા પુત્ર. મેમનગર ગુરુકુલમાં રહીને ગ્રેજ્યુએટ થયા. પિતાના ધંધામાં મદદ કરવા લાગ્યા. ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવા ટાણે મધુભાઇ બિમાર થયા અને રાજકોટમાં હોસ્પિટલમાં સારવાર-તપાસ દરમિયાન રિપોર્ટમાં બ્લડ કેન્સરનું નિદાન થયું.

સ્વાભાવિક રીતે ગૃહસ્થને સંતાનો વહાલા હોય તેમાં પણ જુવાન ઉંમરે દીકરાને આવી બિમારી આવી તેથી હરિભાઇ સતાણી ભાંગી પડ્યા અને પુત્ર મધુને તાત્કાલિક અમદાવાદ સિવિલ હોસ્પિટલમાં ખસેડાયા. આ સમય દરમિયાન પૂજ્યપાદ્ જોગીસ્વામી અમદાવાદ ખાતે મેમનગર ગુરુકુલમાં બિરાજતા હતા. હરિભાઇ ગુરુકુલ આવ્યા અને બાલકૃષ્ણદાસજી સ્વામીને મળ્યા, ઘણા દુઃખ સાથે દીકરાની બિમારીની વાત કરી, ત્યારે બાલસ્વામી પણ ગળગળા થઇ ગયા અને હરિભાઇને આશ્વાસન આપીને પૂજ્ય જોગી સ્વામી પાસે લઇ ગયા. બાલ સ્વામીએ જોગી સ્વામીને મધુભાઇની બિમારીની વાત કરી. સ્વામી તરત બોલ્યા; "માળા, એમા મુંઝાવ છો શું કામ ? જાવ, આ પરસાદીનું જળ લઇ જાવ, છોકરાને પાજો. મહારાજ સારુ કરી દેશે."

હરિભાઇ પ્રસાદીનું જળ લઇને હોસ્પિટલ ગયા, સાથે ગુરુકુલમાંથી પાર્ષદો અને વિદ્યાર્થીઓને જરૂરી સેવા-સંભાળ માટે મોકલ્યા.

ત્રણ દિવસ ડોક્ટરો રિપોર્ટ કરતાં રહ્યા અને છેલ્લે ડોક્ટરોએ જાહેર કર્યું કે આ યુવાનના બ્લડમાં એક પણ કેન્સરનો જંતુ નથી. સાધારણ નબળાઇની દવા લખી આપીને ચોથા દિવસે હોસ્પિટલમાંથી રજા આપી દિધી.

બાપ-દીકરા સહિત આખું કુટુંબ પૂજ્ય જોગી સ્વામીના દર્શન કરવા ગુરુકુલમાં આવ્યા અને નોર્મલ રિપોર્ટની વાત કરીને રાજીરાજી થઇ ગયા.

ભગવાનનાં સંતની કૃપા રંકને રાજા કરે, માંદાને સાજા કરે, પામર જીવને ભવપાર કરે. આ હરિભાઇ સતાણીના કુટુંબીજનો આજે પણ એ દિવસો યાદ કરીને ગળગળા થઇ જાય છે. મધુભાઇ સતાણી ત્યાર બાદ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ્યા અને તેના પુત્ર આજે SGVP ઇન્ટરનેશનલ સ્કુલમાં જ સંસ્કાર સાથે વિદ્યાભ્યાસ કરી રહ્યા છે. ■



# જોગી સ્વામીના બગીચાના ફૂલ

■ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી

પરમ પૂજ્ય ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામીએ સદ્વિદ્યા-સંસ્કારનો બગીચો બનાવ્યો. એ ગુરુકુલ બાગના માળી હતા આપણા લાડીલા પૂજ્ય જોગી સ્વામી. ઠાકોરજીની સેવા માટે ગુરુકુલમાં એક સુંદર પુષ્પ વાટિકા હતી. આ વાટિકામાં ગુલાબ, મોગરા, ચંપો, ચમેલી, ગુલદાવદી, ડોલર, ગુલછડી, ગલગોટા જેવા અનેક પ્રકારના પુષ્પો ખીલતા. આ ફૂલોને ચૂંટવાની અને તેમાંથી સુંદર પુષ્પહાર ગૂંથવાની સેવા પૂજ્યપાદ્ જોગી સ્વામી તથા પાર્ષદ રવજીભગત સંભાળતા. ગુરુકુલની ફળદ્રુપ જમીન અને તેની સારસંભાળ રાખનાર સંતો એટલે ફૂલ પુષ્કળ થાય. આ ફૂલોની સેવામાં સંતો-પાર્ષદો સાથે ગુરુકુલમાં ભણતા વિદ્યાર્થીઓ પણ હોંશે હોંશે જોડાતા અને પુષ્પસેવા કરીને ભગવાન અને સંતોને રાજી કરતા.

ગુરુકુલનો એ મઘમઘતો આખો બાગ જાણે દરરોજ સવારે પૂજ્ય જોગીસ્વામીના આસન પાસે જ ખીલ્યો હોય એમ ગુલાબ અને મોગરાનાં ઢગલા થતા. સ્વામીના આસને ફૂલોની સુગંધ, અગરબત્તીની સુગંધ, ચંદનની સુગંધ અને હરિનામ સ્મરણની અખંડ જપમાળાની સુગંધ અખંડ ભરાયેલી રહેતી. પૂજ્ય જોગી સ્વામીના આસને જે કોઇ દર્શને આવતા તે આ સત્સંગની સુગંધથી આકર્ષાઇને અભિભૂત થઇ જતા. સંતો અને વિદ્યાર્થીઓ પુષ્પહાર બનાવીને થાકી જાય તો પણ ફૂલ તો ખૂટે જ નહિ. એવા આ બગીચામાં અનેક સત્સંગ ફૂલો ખીલ્યા. જોગી સ્વામીએ એ પુષ્પો ચૂંટી લીધા અને એ ફૂલોનો હાર બનાવી શ્રીજી મહારાજના કંઠમાં પહેરાવ્યા.

ફૂલની સેવા એટલે ઠાકોરજીની સેવા. ફૂલોની સુગંધ વિદ્યાર્થીઓમાં સંસ્કારની સુગંધ સ્વરૂપે પ્રગટે ત્યારે તેનો અંતરાત્મા ભગવાન પ્રતિ ખેંચાઇ જાય. પૂજ્ય જોગી સ્વામી વિદ્યાર્થીઓ વચ્ચે ફૂલોના ઢગલા પાસે બેસીને હાર બનાવતા હોય એવા દર્શન પણ અલૌકિક બની જતા. પુષ્પહાર બનાવવાની પૂજ્ય જોગી સ્વામીની ઝડપ એટલી કે કોઇ સ્વામી સાથે હાર ન ગૂંથી શકે. ત્રણ ત્રણ કે ચાર ચાર સેરોવાળા હાર પૂજ્ય જોગીસ્વામી ઝડપથી બનાવે અને વિદ્યાર્થીઓ પણ જોગી સ્વામી સાથે હરિફાઇમાં ઉતરે. સ્વામીનો જ વિજય થાય અને ઘનશ્યામ મહારાજ માટે મોટો હાર તૈયાર થાય. હાર ઉપર ચમકતી ઝરી લગાવવાનું સેવાકાર્ય પણ પૂજ્ય જોગી સ્વામી સ્વયં કરે.

ક્યારેક વિદ્યાર્થીઓ હાર બનાવતા હોય અને જોગી સ્વામી ધ્યાન-ભજનમાં મગ્ન હોય ત્યારે ઝડપથી વિદ્યાર્થી હાર બનાવીને હારને ઉંચો કરીને સ્વામીને દેખાડે અને કહે ; 'જુઓ સ્વામી ! મેં કેવો હાર બનાવ્યો?' જોગી સ્વામી અંગ્રેજી ભાષામાં જવાબ આપે **'વેરી ગટ'** (very good) અને બધા વિદ્યાર્થીઓ સ્વામીનો અંગ્રેજી ઉત્તર સાંભળીને હસી પડે અને જોગી સ્વામી પણ બધા સાથે બાળકની જેમ હસી પડે. આ રીતે જોગી સ્વામીના સાનિધ્યમાં ઠાકોરજી માટે ફૂલોની સેવા કરતા કરતા ગુરુકુલના સંસ્કાર બગીચામાં અનેક ફૂલડા ખીલ્યા છે.

મારી સમજણ પ્રમાણે પૂજ્ય મુગટસ્વામી



(નિરન્નમુક્તદાસજી-જૂનાગઢ ગુરુકુલ) આ બગીચાના જ ફૂલ ગણાય. મુગટ સ્વામીને પુષ્પ સેવાનો ભારે શોખ અને આવડત પણ ખૂબ સારી તેથી ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજે એમને જૂનાગઢ ગુરુકુલના સંસ્કારબાગની જવાબદારી સોંપેલી. આ મુગટસ્વામી પૂજ્યપાદ જોગીસ્વામીના સાનિધ્યમાં રહીને સેવા, સાદગી, સમર્પણભાવ જેવા સદ્‌ગુણો પામ્યા અને મુગટસ્વામીએ જુનાગઢ ગુરુકુલનો બગીચો ખૂબ સારી રીતે જતન કરીને ખીલવ્યો. જેમાં પાર્ષદ પરષોત્તમ ભગતે પાયાના પત્થર તરીકે સેવાઓ આપેલી છે.



અમે ગુરૂકુલમાં પ્રવેશ લીધો ત્યારે સૌ પ્રથમ માતાની હૂંફ અને પ્રેમ અમને પ. પૂ. પુરાણી સ્વામી પ્રેમપ્રકાશદાસજી સ્વામીએ આપ્યા અને સત્સંગના સંસ્કારોની છાપ અમને પૂજ્યપાદ જોગીસ્વામીના આસને પ્રાપ્ત થઇ. સ્વામી સાકરની પ્રસાદી આપે ને સેવામાં જોડી દે. વચનામૃત વંચાવે, કીર્તન ગવરાવે, સ્વામીની વાતોનો પાઠ કરાવે. એ રીતે અમે પૂજ્ય જોગી સ્વામી સાથે રહીને ફુલની સેવામાં જોડાઇ ગયા. ફૂલની સેવા કરતા કરતા અમને જોગી સ્વામીમાં હેત થઇ ગયું. જેમ ઘરમાં સગા-સંબંધીમાં હેત થાય છે, એવું હેત આ સંતોમાં થયું અનો અમે ફૂલની સેવાવાળા વિદ્યાર્થીઓ જોગી સ્વામીની નજીક રહેવા લાગ્યા. ક્યારેક જોગીસ્વામી રાજકોટની આજુબાજુના ગામડાઓમાં સત્સંગ વિચરણ માટે જાય ત્યારે શનિ-રવિની રજાઓમાં અમે જોગી સ્વામીને શોધવા સાયકલો લઇને નીકળી પડીએ. જોગી સ્વામી સંતમંડળ સાથે એક ગામથી બીજે ગામ ફરતા રહે ; અમે પણ પાછળ પાછળ રખડીએ અને સ્વામીની સેવાનો લાભ લઇએ. ગામડાના હરિભક્તો જોગી સ્વામીના ઠાકોરજી માટે શેરડી, ચીભડાં, મકાઇ, સીંગના ઓળા વગેરે લાવે; તેના પ્રસાદનો લાભ અમને મળતો. આ રીતે અમે જોગી સ્વામીના ચેલકા થઇને ફરતા અને સમયાંતરે ઘર ભૂલાયું, મા-બાપની વિસ્મૃતિ થઇ અને અમે કેટલાક વિદ્યાર્થીઓ જોગીસ્વામીના ભગવા રંગે રંગાઇ ગયા.

ગુરુકુલમાં વિદ્યાર્થીમાંથી બનેલા સાધુઓની મોટી ફોજ તૈયાર થઇ, તેમાં પૂજ્ય જોગીસ્વામીના જ બગીચાની સુગંધ વણાયેલી છે. પુરાણી સ્વામી ભક્તિપ્રકાશદાસજી સ્વામી, શાસ્ત્રી માધવપ્રિયદાસજી સ્વામી, સાધુ વિષ્ણુપ્રસાદદાસજી સ્વામી, પુરાણી શ્રીહરિદાસજીસ્વામી જેવા અનેક સંતો પૂજ્ય જોગી સ્વામીના બગીચામાંથી નીપજેલા સત્સંગ પુષ્પો છે. આ સંતોની હારમાળાએ જ સત્સંગને નવપલ્લવિત રાખેલો છે. ■



# સંત ગુણોના ધારક પૂજ્ય જોગીસ્વામી

■ પુરાણી શ્રી હરિસ્વરુપદાસજી સ્વામી

સંત એટલે સાધુ પુરુષ, પવિત્રપુરુષ, મહાત્મા, યોગી, ધર્મનિષ્ઠ, વૈરાગી, ભક્ત, પરમહંસ વગેરે અનેક અર્થમાં સંત શબ્દનો પ્રયોગ થાય છે, પરંતુ આપણા સ્વામિનારાયણ સંપ્રદાયમાં સંત એટલે ભગવાનના અખંડ સંબંધ વાળા, રાગદ્વેષ વગેરે દ્વન્દ્વોને સતત શમાવી દેવામાં પ્રયત્નશીલ અને પંચ વર્તમાન નિર્લોભ, નિષ્કામ, નિઃસ્વાદ, નિઃસ્નેહ અને નિર્માનીપણાની સાક્ષાત્ મૂર્તિને સંત તરીકે માનવામા આવે છે અને આવા સંતને ભગવાનનું સ્વરૂપ સમજીને તેનો સતત સમાગમ કરવાથી ભગવદ્પ્રાપ્તિ થાય છે.



આપણી સંત પરંપરામાં ભગવાન શ્રી હરિના અનન્ય આરાધક, ઉપાસક અને અખંડ ધારક એવા અનેક સંતો થઇ ગયા છે. સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીથી શરૂ કરીને પૂજ્યપાદ જોગી સ્વામી સુધીના આ પરમહંસોએ પોતાના વર્તનથી આ સત્સંગને અદ્યાપિપર્યંત ઉજ્જવળ રાખ્યો છે.

સંત અનેક સદ્‌ગુણોનું ધામ છે. સંત આ સદ્‌ગુણો લૌકિક લાભ કે ભૌતિક જગતની સફળતા પ્રાપ્ત કરવા નહીં, પરંતુ ધર્મ, ભક્તિ, જ્ઞાન, વૈરાગ્યાદિક એકાંતિક ધર્મની ભાવનાને પોષવા, જતન કરવા અને અન્ય મુમુક્ષુઓમાં આવા એકાંતિક ધર્મની પ્રેરણા જગાવવા માટે આજીવન કેટલાક દિવ્ય સદ્‌ગુણો ધારી રાખે છે.

પૂજ્યપાદ જોગીસ્વામી આવા દિવ્ય સંતગુણોના આરાધક અને ધારક સંત હતા, જેનો આપણને સૌને પ્રત્યક્ષ અનુભવ થયો છે. આપણે સૌ જોગીસ્વામીના જીવનના સાક્ષી છીએ તેથી સ્વામીના જીવનમાંથી પ્રગટેલા કેટલાક સદ્‌ગુણોનું અહી ગાન કરીએ.

**પૂજ્ય જોગી સ્વામી એટલે સાક્ષાત્ ભજનની મૂર્તિ.** સ્વામી અખંડ ભજન કરવા માટે સતત પ્રયત્ન કરતા. ગુરુકુલમાં રહેનારા કોઇ સાધુએ, વિદ્યાર્થીએ કે હરિભગતે પૂજ્ય જોગી સ્વામીને કયારેય નવરા બેઠા હોય તેવા દર્શન નથી કર્યા, રાત્રે પણ માળા-જપ ચાલુ જ હોય, પૂજ્ય સ્વામી ભજન કરતા કરતા બેઠા બેઠા જ આગળ ઢળી જાય, એ એમની યોગનિદ્રા નહી પરંતુ ભગવન્નિદ્રા હતી. એટલે સંતત્ત્વનો સૌ પ્રથમ અને મૂર્ધન્ય સદ્‌ગુણ છે ભજન. **જે અખંડ ભજન કરે તે સંત.** સંતના હાથમાં માળા શોભે, સંતના મુખમાં હરિનામ શોભે, ગામની પંચાયત નહિ. સંતની વાતોમાં ભગવાનની લીલાઓનું જ ગુણગાન હોય, ગામની પટલાઇ નહી. આ જોગી સ્વામીએ આપણને ભજન કરી કરીને શીખવ્યું છે અને પૂજ્ય સ્વામી વારંવાર કહેતા કે **'ભજન કરતા રહેજો, ભગવાનને ભજતા રહેજો અને ભગવાનના ગમતામાં રહેજો.'**

આપણી સંત પરંપરામાં ભજન સાથે સેવાનો પણ એટલોજ મહિમાં છે. જ્યાં

જોગીસ્વામીના જીવનમાંથી સેવાનો મહાન ગુણ સાધુ સંતોએ અપનાવવા જેવો છે. સાચા સંત જીવને ભગવાનમાં જ જોડે છે.





સુધી શરીર સ્વસ્થ હોય, હરતું ફરતુ હોય, પોતાની બધી દેહ ક્રિયાઓ ખાવું, પીવું, સૂવું, બેસવું, નાવું, ધોવું વગેરે નિત્ય નિયમિત થતા હોય ત્યાં સુધી સેવા કરવી. **પૂજ્ય જોગી સ્વામીના જીવનમાં ભજન સાથે સેવાનો જબરો યોગ જોડાયો હતો.** પૂજ્ય સ્વામી સત્સંગમાં સેવક તરીકે પ્રવેશ્યા ત્યારથી શરૂ કરીને ભગવાનની સેવા, ગુરુની સેવા, સંતોની સેવા, હરિભક્તોની સેવા કરતા રહ્યાં અને સેવા સાથે ભજનનો અખંડ યજ્ઞ ચાલતો રહ્યો તેથી ભગવાન રાજી થયા, ગુરુ રાજી થયા અને સમગ્ર સત્સંગમાં સંતો-હરિભક્તો પણ ખૂબ રાજી થયા.

પૂજ્ય જોગીસ્વામી ફુલ વીણે, હાર બનાવે, ઠાકોરજી માટે ચંદન ઘસે, ઠાકોરજીને ચંદનના શણગાર કરે અને દીનદુ:ખીયા-બિમાર માણસોના પણ સ્વામી દેશી ઓસડિયા કરે. સ્વામીના ભજનના પ્રતાપે દુ:ખીયા સુખી થાય, બિમાર સાજા થાય. મુમુક્ષુ માટે તો જોગીસ્વામી મોટા વિસામાનું સ્થાન હતા. એટલે સંતગુણમાં ભજન સાથે સેવાયોગ સધાય તો સાધુપણું વિશેષ દીપી ઉઠે. જોગી સ્વામીએ સેવા-ભજન કરીને એક મોટો સેવાનો આદર્શ ઉભો કર્યો જેને લીધે છેલ્લી અવસ્થામાં સૌ જોગી સ્વામીની સેવા કરવા તત્પર રહેતા. જે બીજા માટે ઘસાવા તત્પર રહે તે જ સેવા કરી શકે. સેવાથી શરીર કેળવાય અને સેવાથી અંત:કરણ શુદ્ધ થાય; તેથી ધ્યાન ભજનમાં પણ ખૂબ પ્રગતિ થાય. આ રીતે **જોગીસ્વામીના જીવનમાંથી સેવાનો મહાન ગુણ સાધુ સંતોએ અપનાવવા જેવો છે.**

**સાચા સંત જીવને ભગવાનમાં જોડે છે.** તેથી સંત-અસંતની સમજણ આપતા સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીએ કહ્યું છે કે 'જે પોતામાં જોડે તે અસંત અને ભગવાનમાં જોડે તે સંત' પૂજ્ય જોગી સ્વામીએ અનેક જીવોને વર્તમાન ધરાવી ભગવાનને શરણે લીધા છે અને અનેક દુ:ખીયાના દુ:ખ દૂર કરીને ભગવાન શ્રી સ્વામિનારાયણનું ભજન કરતા કર્યા છે. પૂજ્ય જોગીસ્વામીના સંપર્કમાં આવનારા પ્રત્યેક જીવ જોગીસ્વામીના ભજનથી અને તપ-ત્યાગમય જીવનથી પ્રભાવિત થયા છે; તો પણ તેમાંથી **એકપણ વ્યક્તિને સ્વામીએ પોતાનો શિષ્ય બનાવ્યો નથી,** અને પોતાની સેવા માટે કોઇને પણ પ્રેરણા કરી નથી. બધાને ભગવાનમાં જોડ્યા છે, ભગવાનનું ભજન કરવાની પ્રેરણા આપી છે અને પોતે હંમેશા પોતાના ભજનાનંદમાં અલમસ્ત રહ્યા છે.

આજે પ્રત્યેક મંડળમાં ગુરુવાદ ઊભો થયો છે અને પોતાના ગુરુ સર્વશ્રેષ્ઠ છે, એવું માનનારા ભાવિકો વિવેક ચૂક્તા દેખાય છે. પૂજ્ય જોગીસ્વામીએ હજારો લોકોને કંઠી બાધી ભગવાનના શરણે લીધા છતા તેઓ ગુરુવાદથી સદાય અલિપ્ત રહ્યા અને એમની નિશ્રામાં પણ આવો ગુરુવાદ ક્યારેય ઉભો થયો નથી, છતાં પણ દરેકના હૃદયમાં જોગીસ્વામીનું સ્થાન સેવા કરવા યોગ્ય સંત તરીકેનું પ્રસ્થાપિત થયું છે, કારણ કે







તેમણે બધાને ભગવાનમાં જ જોડયા છે.

ભગવાન સ્વામિનારાયણના પરમહંસની સાચી ઓળખ છે **પંચવર્તમાન પાલનમાં શૂરા...પૂરા.** શ્રીજી મહારાજે સંતો માટે પાંચ મહાવ્રત આપેલા છે. નિર્લોભ, નિષ્કામ, નિઃસ્વાદ, નિઃસ્નેહ અને નિર્માન. આ પાંચ વર્તમાનના પાલન માટે સદાય તત્પર રહેનારા આપણા જોગીસ્વામીએ પોતે કોઇપણ પ્રકારનો સંગ્રહ કર્યો નથી અને કરાવ્યો નથી. શાસ્ત્રવિહિત અષ્ટપ્રકારનું બ્રહ્મચર્ય પાળીને સ્વામીએ નિષ્કામવ્રતી તરીકેનું ઉત્તમ ઉદાહરણમય જીવન વીતાવ્યું. આજીવન એક જ ટાઇમ ભોજન અને તે પણ ખૂબ જ સાદુ અને સ્વાદ વગરનું જમનારા જોગી સ્વામીના ભોજન સમયના દર્શન કરનારા પણ પાવન થઇ જતા. ભગવાન સિવાય કોઇપણ પદાર્થ કે વ્યક્તિમાં સ્નેહ સંબંધ નહિં; એક માત્ર પરમાત્મા શ્રી હરિનું આરાધ્ય સ્વરૂપ જ સ્નેહ કરવાનું એમનું સ્થાન હતું. જોગી સ્વામી માન-અપમાન બન્નેથી પર હતા. સન્માન લેવાનો તો સંકલ્પ જ નહી; પરંતુ કોઇ અપમાન કરે તોપણ સ્વામીને તેનો ખ્યાલ ન આવે એવી પરમ નિર્માનીપણાની મૂર્તિ પૂજ્ય જોગીસ્વામીના સંતત્ત્વના સદ્‌ગુણોનું વર્ણન કરવા બેસીએ તો પાર ન આવે; કારણ કે સ્વામીને અને મહારાજને સીધો સંબંધ બંધાયો હતો એટલે **ભગવાનના ગુણોનો પાર ન આવે તેમ એમના અખંડ સંબંધવાળા સંતના ગુણોનો પણ કદી પાર ન આવે.**

પૂજ્યપાદ જોગીસ્વામીના જીવનમાંથી આપણે સાધુ તરીકે અપનાવવા જેવા સરળ ગુણો આ પ્રમાણે વર્ણવી શકાય.

- અખંડ ભજન કરવું.
- નિવૃતિ પરાયણ રહીને ભગવાન અને ભગવાનનાં ભક્તોની સેવા કરવી.
- કોઇની પાસે કંઇ માગવું નહિ.
- દેહ અને જગત સંબંધી પદાર્થોનો અભાવ રાખવો.
- વ્યવહાર જગતનાં સુખ દુઃખ મુંગા મોઢે સહન કરવા.
- ગુરુની આજ્ઞામાં રહેવું અને શિષ્યોનો મોહ છોડવો.
- સરળ અને સાદાઇ રાખીને સતત સ્મરણ ભજનમાં મસ્ત રહેવું.
- કોઇને દુભવવો નહિ ભગવાનને સાથે રાખીને તેની પીડા દૂર કરવા પ્રયત્ન કરવો.
- પંચ વર્તમાનની મર્યાદામાં રહેવું.



# પૂજ્ય જોગીસ્વામી જીવન ઝરમર

■ પાર્ષદ શામજીભગત



પૂ. જોગી સ્વામી સમગ્ર ગુરુકુલ પરિવારના આશ્વાસન અને માથુ ટેકવવાનું આશ્રય સ્થાન હતા.

અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ શ્રી જોગી સ્વામી મહારાજના મોકલેલા મુક્ત હતા. તેઓ હજારો જીવોને મહારાજની મૂર્તિમાં જોડવા માટે પધાર્યા હતા.

પૂર્ણ પુરુષોત્તમ ભગવાન શ્રી સ્વામિનારાયણે પોતાનું અમોઘ ઐશ્વર્ય પૂજ્ય સ્વામીના માધ્યમથી પ્રગટ કરેલું.

મુક્તોની ખાણ કહેવાય એવા ભાદરા ગામમાં સ્વામીનો જન્મ વિ.સં. ૧૯૬૧, વૈશાખ સુદ-૨, તા.૬/ ૫/૧૯૦૫, શનિવારનાં દિને થયો હતો. તેઓશ્રીના પિતાનું નામ કલાભાઈ હતું અને માતાનું નામ ગંગાબા હતું.

તેઓશ્રીની ઈચ્છા ન હોવા છતાં સંબંધીઓએ તેમને લગ્નની બેડીથી બાંધવા પ્રયાસ કરેલો. એમના પત્નીનું નામ રંભાબેન હતું. રંભાબેન મૂળ લતીપરનાં હતાં. સંસાર જીવનમાં દેવજી ભગતને ત્યાં એક દિકરીનો જન્મ પણ થયેલો. જેનું નામ ઉજી હતું.

અનેક જીવોના આત્યંતિક કલ્યાણ કરવા પધારેલા આ દેવજી ભક્તને સંસારની બેડીઓ બાંધી શકે એમ નહોતી. તેઓશ્રી સંસારના તમામ બંધનોને તોડી, ઘર છોડી સાધુ થવા નીકળી ગયેલા.

ઉત્તમ સદ્‌ગુરુની શોધમાં દેવજી ભગત ગોંડલ પધાર્યા. ગોંડલમાં નાની બજાર ખાતેના સ્વામિનારાયણ મંદિરમાં મહાન સદ્‌ગુરુ મહંત સ્વામી શ્રી કૃષ્ણજીવનદાસજીનો જોગ થયો. મહંત સ્વામીને ભક્તજનો માનત સ્વામીના નામથી સંબોધતા. પૂજ્ય માનત સ્વામી પુરાણી સ્વામી શ્રી ગોપીનાથદાસજીના શિષ્ય હતા અને પૂજ્ય ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજના મોટા ગુરુભાઈ હતા. પૂજ્ય માનત સ્વામી મહાસમર્થ અને વચનસિદ્ધ સંત હતા.

પૂ. માનત સ્વામી અને પૂ. જોગી સ્વામી આ બંને અલગારી અને અલમસ્ત ગુરુશિષ્યની જોડ્ય જામી ગઈ.

વિ.સં. ૨૦૦૧ની સાલમાં બીજા વિશ્વયુદ્ધના પ્રસંગે પૂજ્ય ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ શ્રી સ્વામિનારાયણ મંદિર-જૂનાગઢ ખાતે ભવ્ય મહાવિષ્ણુયાગ કર્યો હતો. આ પ્રસંગે પ.પૂ.ધ.ધુ.આચાર્ય મહારાજ શ્રી આનંદપ્રસાદજી મહારાજે પૂજ્ય સ્વામીને દિક્ષા આપી સ્વામી હરિપ્રકાશદાસજી એવું નામ પાડ્યું હતું. દિક્ષાનો દિવસ હતો વિ.સં. ૨૦૦૧, ફાગણ વદ : ૮, તા.૭-૩-૧૯૪૫, બુધવાર.

સ્વામી હરિપ્રકાશદાસજીના તપ, ત્યાગ અને જડભરત જેવું અલમસ્તપણું જોઈને પૂજ્ય માનત સ્વામી એમને 'જોગી' એવા હુલામણા નામે બોલાવતા.

પૂજ્ય જોગી સ્વામીને નાનપણથી જ દિવ્ય દ્રષ્ટિ પ્રાપ્ત થયેલી હતી.

તેઓ પાર્ષદ તરીકે ગોંડલ, નાની બજારના મંદિરમાં રહેતા ત્યારે એકાદશીના પરમ પવિત્ર દિવસે ભગવાન શ્રીહરિએ તેમને સાક્ષાત્ દર્શન દીધેલા અને ત્યારબાદ એમના જીવનમાં આ સાક્ષાત્કારની શૃંખલા અવિરત ચાલુ રહી હતી.

પૂજ્ય માનત સ્વામીના આશીર્વાદથી પૂજ્ય જોગી સ્વામીમાં પૂજ્ય માનત સ્વામી જેવું જ અમોઘ ઐશ્વર્ય પ્રગટ્યું હતું.

વિ.સં. ૨૦૦૮, વસંત પંચમીના વહેલી સવારે

પૂજ્ય માનત સ્વામીએ ઊના પાસેના ટીંબી નામના ગામે સ્વતંત્ર થકા દેહ ત્યાગ કરેલો. ભગવાન શ્રીહરિ પૂજ્ય માનત સ્વામીને તેડવા આવેલા એ સમયે પૂજ્ય જોગી સ્વામીને આ પ્રસંગની દિવ્ય અનુભૂતિ થયેલી. આ દિવ્ય ઘટના 'જોગી સ્વામીની જીવનગાથા'માં વિસ્તારપૂર્વક વર્ણવાયેલી છે.

પૂજ્ય માનત સ્વામીએ શરીર છોડતા પહેલા પૂજ્ય જોગી સ્વામીને આજ્ઞા કરી હતી કે, હવેથી તું 'કુળ'માં રહેજે એટલે કે 'ગુરુકુલમાં રહેજે.'

પૂજ્ય માનત સ્વામીના વચને પૂજ્ય જોગી સ્વામી રાજકોટ ગુરુકુલમાં રહેતા.

જેતપુર કોઠારી સ્વામી શ્રીહરિકૃષ્ણદાસજી અને ગુરુકુલના સંસ્થાપક પૂજ્ય ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ બંને સંતોને પરસ્પર અત્યંત આત્મીયતા હતી.

જેતપુર કોઠારી સ્વામી હરિકૃષ્ણદાસજીને જોગી સ્વામી પ્રત્યે અપાર હેત હતું તેથી અવાર-નવાર આગ્રહ પૂર્વક જોગી સ્વામીને જેતપુર તેડી જતાં. જોગી સ્વામીને પણ આ ગાદી સ્થાનમાં ખૂબ જ આનંદ આવતો.

પૂજ્ય જોગી સ્વામી તમામ પ્રકારના વ્યવહારોથી અલિપ્ત અને અખંડ ભગવદ્ સ્મરણ કરનાર નિવૃત્તિમાર્ગી સંત હતા.

ભગવાન સ્વામિનારાયણે પ્રબોધેલા નિર્લોભાદિક પાંચેય વર્તમાન પૂજ્ય જોગી સ્વામીમાં મૂર્તિમંત હતા.

જોગી સ્વામીને તપ, ત્યાગ અને ભજનનું અંગ હતું. ગુરુકુલ પરિવારના માતા સમાન પુરાણી સ્વામી પ્રેમપ્રકાશદાસજીને કથાવાર્તાનું અંગ હતું. ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ સર્વદેશી સંત હતાં. આ ત્રણેય મહાન સંતોના અંગ જુદા જુદા હતાં પણ ત્રણેય વચ્ચેની આત્મીયતા અજોડ હતી.

પૂજ્ય જોગી સ્વામી અને પુરાણી સ્વામી મહાન સંત હોવા છતાં પૂજ્ય ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજની અનુવૃત્તિમાં વર્તતા. પૂજ્ય ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ પણ કંઈક ઉપાધિ જેવું જણાય ત્યારે પૂજ્ય જોગી સ્વામીને વિનંતી કરતાં, 'જોગી ! મહારાજને પ્રાર્થના કરજો. આ આવરણ દુર થાય.' અને જોગી સ્વામીની પ્રાર્થનાથી શ્રીહરિ સર્વ ઉપાધિઓ દૂર કરતા.

પૂજ્ય ગુરુદેવના મંડળમાં જે જે સંતો થયા એમાં પૂજ્ય પુરાણી સ્વામીનું વાત્સલ્ય અને પૂજ્ય જોગી સ્વામીનો અલૌકિક પ્રતાપ મહત્વનું પરિબળ રહ્યા.

ભજન કરવું અને કરાવવું એ જોગી સ્વામીનો જીવનમંત્ર ગણાય. રાજકોટ ગુરુકુલમાં ગાયના છાણથી લીપેલા સીધા-સાદા આસને બેસીને તેમણે વર્ષો સુધી ખૂબ જ ભજન કરેલું છે. છાણ-માટીથી લીપેલી પૂજ્ય જોગી સ્વામીની આ ભજન ભૂમિ તીર્થરુપ બનેલી છે.

રાજકોટ સંત નિવાસના પાછળના ભાગમાં રેતી ઉપર કોથળો પાથરી સ્વામી દિવસભર બેસતા અને પૂ. સ્વામીની પાસે અખંડ કથાવાર્તાનું વાંચન-શ્રવણ થયા કરતું. એ દિવ્ય દ્રશ્યો ક્યારેય વિસરી શકાય એમ નથી.

પૂજ્ય જોગી સ્વામીએ ગામડાઓમાં પણ ખૂબ જ વિચરણ કરેલું છે, અખંડ ધૂન ભજનનાં આયોજનો કરાવેલા છે અને હજારો હરિભક્તોને અલૌકિક પ્રતાપથી સુખીયા કર્યા છે.

લોક માન્યતા પ્રમાણે પૂજ્ય સ્વામી અભણ સંત ગણાય પરંતુ વાસ્તવમાં સ્વામી અભણ નહી પણ શ્રી હરિના અનુભવી સંત હતાં.

પૂજ્ય સ્વામીને સમસ્ત વચનામૃત કંઠસ્થ હતાં. પડખે વાંચનારો કોઈ ભૂલ કરે તો સ્વામી ટપારતા 'માળા એમ નથી, સરખું વાંચ.'

ફૂલોની સેવા સ્વામીને પ્રિય હતી. સ્વામી સ્વહસ્તે હાર બનાવી શ્રીજી સ્થાપિત બધા જ મંદિરોમાં હાર મોકલતા. ભુપેન્દ્ર રોડ પરના સ્વામિનારાયણ મંદિરમાં સ્વામીએ હાથે પરોવેલો હાર રોજ જતો.

નિવૃત્તિપરાયણ સંત પૂજ્ય જોગી સ્વામી વ્યવહારથી સર્વથા અલિપ્ત રહેતા અને અખંડ ભજન કરતા રહેતા છતા પૂજ્ય ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજે અન્નદાન, વિદ્યાદાન અને અભયદાનનું જે મહાન

સદાવ્રત બાંધ્યું અને સમાજ કલ્યાણની વિવિધ સેવા પ્રવૃત્તિઓ શરુ કરી એમાં પૂજ્ય જોગી સ્વામીની ઉપસ્થિતિ ભારે પોષક રહેતી.

શાસ્ત્રીજી મહારાજ અક્ષરવાસી થયા પછી સમસ્ત ગુરુકુલ પરિવાર માટે પૂજ્ય જોગી સ્વામી જબદસ્ત આધારસ્તંભ હતા. પૂજ્ય સ્વામી ગુરુકુલની વિવિધ શાખાઓમાં અવારનવાર પધારતા અને સંતો,વિદ્યાર્થીઓ, હરિભક્તોની મુમુક્ષુતાનું પોષણ કરતા.

ઈ. સ. ૧૯૯૫ પછી પૂજ્ય જોગી સ્વામી પૂજ્ય બાલકૃષ્ણ સ્વામીના પ્રેમને વશ થઈને વિશેષપણે મેમનગર ગુરુકુલમાં રહેતા.

પૂજ્ય ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજને પણ પાછલી અવસ્થામાં અમદાવાદમાં વિશેષ રહેવાનું ફાવતું.

પૂજ્ય શાસ્ત્રીજી મહારાજે વર્ષો સુધી જે આસને રહી મેમનગર, ગુરુકુલનો વિકાસ કર્યો એ જ આસને પૂજ્ય જોગી સ્વામી વર્ષો સુધી રહ્યા. આ રીતે આ બંને મહાન સંતોના પ્રભાવથી આ સ્થાન તીર્થરૂપ બન્યું.

પૂજ્ય બાલકૃષ્ણદાસ સ્વામીનો નિર્મળ, નિખાલસ, સેવાભાવી સ્વભાવ, હૃદયની વિશાળતા અને પ્રેમ બન્ને સંતોને અમદાવાદ-મેમનગર ગુરુકુલમાં ખેંચી લાવવામાં કારણ ભૂત રહ્યો.

પંખી જેમ માળે આવે એમ સ્વામી વિવિધ સ્થળોએ વિચરણ કરી પાછા મેમનગર ગુરુકુલ પધારતા.

દેશમાં રહેતા સંતો-ભક્તોને તો સ્વામીનાં દર્શન, સ્પર્શનું દિવ્ય સુખ મળતું. પરંતુ વિદેશમાં વસતા ભક્તજનો એ સુખ માટે તલસતા રહેતા અને એમના હૈયામાં પૂજ્ય સ્વામીની પધરામણી વિદેશની ધરતી ઉપર થાય એવો સતત આગ્રહ રહેતો. પરંતું સ્વામી કોઈ રીતે વિદેશ જવા તૈયાર થતાં ન હતા.

આખરે વિદેશવાસીઓની પ્રાર્થના શ્રીહરિએ સાંભળી અને સ્વામીના અંતરમાં વિદેશ જવાની પ્રેરણા થઈ.

ઈ.સ. ૨૦૦૦ મિલેનીયમ વર્ષમાં પૂજ્ય જોગી



સ્વામીની પહેલી અને છેલ્લી ભવ્ય અને દિવ્ય વિદેશયાત્રા યોજાણી.

અમદાવાદ ગુરુકુલથી આ મંગલ યાત્રાનો આરંભ થયો. ઈંગ્લેન્ડ, અમેરીકા, સાઉથ આફ્રિકા અને બોત્સ્વાનાનાં ભક્તોને ધન્ય કરી પૂજ્ય સ્વામી પાછા અમદાવાદ ગુરુકુલ પધાર્યા અને શરદપૂર્ણિમાનો ભવ્ય સમૈયો કર્યો. ત્યાર પછી રાજકોટ વગેરે ગુરુકુલોમાં પૂજ્ય સ્વામીના સ્વાગત સમારંભો યોજાયા. આ વિદેશ યાત્રાનું વિચરણ ‘જોગી સ્વામીની જીવનગાથામાં’ વિસ્તાર પૂર્વક આલેખાયેલું છે.

ઈ.સ. ૨૦૦૫માં પૂજ્ય જોગી સ્વામી શારીરિક રીતે અસ્વસ્થ થયાં અને સ્ટર્લીંગમાં દાખલ કરવા પડ્યા. એકાદ સપ્તાહ સુધી સ્વામીને હોસ્પિટલમાં રહેવાનું થયું ત્યારે હજારો હરિભક્તોનાં દિલમાં ઉચાટ હતો કે, ‘આ શતાયુ મહાપુરુષને મહારાજ તેડી તો નહીં જાયને?’

ગુરુકુલની બધી જ શાખાઓમાં અને દેશ-વિદેશમાં હજારો ભક્તજનોએ પૂ.સ્વામીના નિરામય સ્વાસ્થ્ય માટે શ્રીહરિને પ્રાર્થના કરી, ધૂન-ભજનો કર્યા.

આ હજારો ભક્તજનોની અરજી શ્રીજી મહારાજે

સાંભળી હોય એમ ચમત્કારિક રીતે પૂ. સ્વામી કલ્પી ન શકાય એ રીતે ફરીથી સ્વસ્થ થયાં.

મેમનગર ગુરુકુલ ખાતે યોજાએલ જ્ઞાનસત્રમાં પૂ. સ્વામીનો ૧૦૧ વર્ષનો ઉત્સવ ધામધૂમથી ઉજવાયો. સ્વામીએ સભામાં પધારી સર્વ ભક્તજનોને દર્શનનું દિવ્ય સુખ આપ્યું.

સ્વામી સભામાં પધારે એટલે સભાના વાતાવરણમાં આપોઆપ દિવ્યતા પ્રસરી જતી. એમાં પણ સ્વામી હાથમાં માઈક લઈને પોતાની આગવી શૈલીમાં બોલે, 'ભગવાન ભજો છો અને ભજજો, ભગવાન ભજવામાં માલ છે.'

હજારો હરિભક્તો સ્વામીની વાતને તાલીયોના ગડગડાટથી વધાવી લેતા.

પૂજ્ય જોગી સ્વામીનો ૧૦૨ વર્ષનો ઉત્સવ રાજકોટ ગુરુકુલ ખાતે ભવ્ય રીતે ઉજવાયો.

ઈ.સ. ૨૦૦૫ની માંદગી પછી સ્વામી આટલા સ્વસ્થ થઈ જશે એવી કોઈને કલ્પના પણ આવતી નહોતી.

ઈ.સ. ૨૦૦૫ની માંદગી બાદ તા.૨૮/૮/૨૦૧૧નાં રોજ સ્વામી ધામમાં પધાર્યા ત્યાં સુધીના સમયગાળામાં પૂ. સ્વામીએ વિવિધ સ્થળોએ યોજાએલા ઉત્સવ સમૈયાઓમાં અવારનવાર પધારી સર્વને દર્શનનું દિવ્ય સુખ આપ્યું; ગુરુકુલની વિવિધ શાખાઓના આગેવાનોનાં આગ્રહભર્યા નિમંત્રણને માન આપી તે તે શાખાઓનાં પ્રસંગોમાં પધાર્યા, સર્વને દર્શન દઈ સુખીયા કર્યા અને ગુરુકુલની અનેક નવી શાખાઓના ખાતમૂહુર્ત કર્યા.

ઈ.સ. ૨૦૦૫ની માંદગી બાદ સ્વસ્થ થયેલા સ્વામી મુંબઈ વિસ્તારના ભક્તજનોના આગ્રહથી ત્રણ-ત્રણવાર મુંબઈ પધાર્યા. નાઘેર વિસ્તારમાં જળઝીલણીના સમૈયાઓ કર્યા. અનેક નવનિર્મિત મંદિરોમાં ઠાકોરજીની આરતીઓ ઉતારી.

SGVP છારોડી ખાતે આયોજીત ગુરુપૂર્ણિમાઓની સભામાં પધારી હજારો હરિભક્તોને દર્શન દઈને મનોરથ પૂર્ણ કર્યા.

માર્ચ, ૨૦૧૧માં માખાવડ ખાતે ગૌશાળાનાં લાભાર્થે શ્રીમદ્ ભાગવત સપ્તાહ પારાયણનું આયોજન થયું. જેના વ્યાસપીઠે બિરાજી પ.પૂ.સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી કથાશ્રવણ કરાવતા હતાં. પૂ.જોગી સ્વામી આ કથામાં ખાસ ઉપસ્થિત રહ્યા અને સર્વને ખૂબ જ સુખ આપ્યું.

ઈ.સ. ૨૦૧૧, પુષ્પદોલોત્સવના પ્રસંગે મેમનગર, ગુરુકુલ ખાતે સ્વામીની પવિત્ર ઉપસ્થિતિમાં "સદ્‌ગુરુવંદના મહોત્સવ"ની ભારે ધામધૂમપૂર્વક જાહેરાત થઈ.

સુરત ખાતે આયોજીત હરિકૃષ્ણ મહારાજ મહોત્સવ-૨નાં પ્રસંગે સર્વ સંત-હરિભક્તના આગ્રહથી પૂ.સ્વામી ઉત્સવમાં પધાર્યા અને હજારો હરિભક્તોએ સ્વામીનાં આગમનને તાલીઓના નાદથી વધાવી લીધું.

તા. ૫-૮-૨૦૧૧, મેમનગર ગુરુકુલ ખાતે આયોજીત જ્ઞાનસત્રમાં સ્વામી પધાર્યા અને ઠાકોરજીની છેલ્લી આરતી ઉતારી.

આ રીતે પૂજ્ય સ્વામી ધામમાં પધાર્યા તેના આગલા દિવસો સુધી વિવિધ પ્રસંગોમાં વિવિધ સ્થળોએ ઉપસ્થિત રહીને સ્વામીએ સંતો-હરિભક્તોને દર્શન આપી ખૂબ જ સુખીયા કર્યા છે.

પૂ. સ્વામી જીવનભર મહારાજની મૂર્તિમાં જ નિમગ્ન રહ્યા થકા પંખી ઈંડાને સેવે તેમ સર્વના અંતરમાં અધ્યાત્મનું પોષણ કરતા રહ્યા, હજારો જીવોને મહારાજની મૂર્તિમાં જોડતા રહ્યા.

આખરે અલૌકિક પ્રતાપ દેખાડીને પૂજ્ય સ્વામીએ તા. ૨૮/૮/૨૦૧૧નાં રોજ સાંજે ૭:૭ કલાકે અક્ષરધામની વાટ લીધી.

આ પ્રસંગે શ્રીહરિનો અલૌકિક દિવ્ય પ્રભાવ અને પ્રતાપ હજારો લોકોએ જાણ્યો અને માણ્યો.

આ રીતે પૂ. જોગી સ્વામીના દિવ્ય જીવનનો એકસો ને સાત વર્ષનો ઈતિહાસ પૂર્ણ થયો પરંતુ એ દિવ્ય જીવનમાંથી ઉઠેલી દિવ્ય સુગંધને કાળ ક્યારેય ખાઈ નહીં શકે. ■

# જોગી સ્વામી અને વચનામૃત

■ શા. શ્રી ઘનશ્યામપ્રકાશદાસજી સ્વામી (વડતાલ ટેમ્પલ બોર્ડ ચેરમેન)

જોગી સ્વામી જેવા સંત કોઈ કોઈ યુગમાં જ જન્મ ધારણ કરે છે. આપણે આજે એટલા માટે ભાગ્યશાળી છીએ કે, આપણને તેમના યુગમાં મહારાજે સત્સંગમાં જન્મ આપ્યો.

૧૦૭ વર્ષ જેટલા દીર્ઘ સમય સુધી એવા મહાપુરુષોનું આપણી વચ્ચે રહેવું, તે કેવળ આપણા કલ્યાણ માટે જ છે, એવું હું દ્રઢતાપૂર્વક માનું છું. પૂ. સ્વામી એવા મહાન સંત હતા કે, તેમના માટે લખવા બેસીએ, તો શબ્દકોશ વામણો લાગે. તેમના જીવન કાર્યને શબ્દની કોટડીમાં પુરવું અસંભવ છે. જ્યાં સુધી તેમના જેવી સ્થિતિ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી તેમના વિષેના મંતવ્ય માત્ર અંગત માન્યતા જ ગણાશે. જેમ ભગવાનને ઓળખવા કઠિન કામ છે તેમ ભાગવત સંતને ઓળખવા પણ કઠીન છે. આપણી ચામડાની આ આંખો માત્ર દેહને જોઈ શકે છે પણ તેમનામાં રહેલા મહારાજને જોવા અસમર્થ છે. કોટી વ્રત, કોટી દાન, કોટી જપ તપ કરે છતાં આવા સંત મળતા નથી તે વડતાલ વિહારી હરિકૃષ્ણ મહારાજની કૃપાથી આપણને મળ્યા. જોગી સ્વામી જેવા મહારાજમાં મસ્ત રહેતા સંત બંને દેશમાં જ નહિ, સમગ્ર બ્રહ્માંડમાં મળવા દુર્લભ છે. મારા જીવ પર સ્વામીની અનંત કૃપા રહી છે. અહીં તેની વાતો ન કરતા આપણે શ્રીજી મહારાજના શબ્દોમાં સ્વામી જેવા સંતનો મહિમા સમજવા પ્રયત્ન કરીએ. હું ગઢડા પ્રથમના ત્રીજા વચનામૃત પ્રમાણે એમ માનું છું કે પૂજ્ય જોગી સ્વામી જેવા અવધૂત પરમહંસની અંતકાલે સ્મૃતિ થઈ જાય તો તે આપણને ભગવાનનું ધામ અપાવનારી બને છે.



**જો એમની અંતકાળે સ્મૃતિ થઈ આવે તો તેને ભગવાનના ધામની પ્રાપ્તિ થાય.**

જોગી સ્વામી ગઢડા પ્રથમ પ્રકરણના ૨૭માં વચનામૃત પ્રમાણે સર્વ જગતના આધારરૂપ હતા. તેઓએ સત્સંગના ઉત્કર્ષ માટે સમર્થ થકા ઝરણા કરી છે. સામાન્ય અને તુચ્છ જીવનું માન અપમાન સહન કરીને પણ તેનું હિત કર્યું છે, એટલું જ નહિ ૧૦૭ વર્ષ દીર્ઘયાત્રામાં ક્યારેય ભગવાનની વિસ્મૃતિ નથી થવા દીધી. માટે જ આપણે એનાં નેત્રમાં ભગવાન જોનારા છે તે માટે બ્રહ્માંડમાં જેટલા જીવ પ્રાણી છે તેના નેત્રને પ્રકાશ કરવાને સમર્થ થાય છે. અને એના પગમાં ચાલનારા ભગવાન છે તે માટે બ્રહ્માંડમાં સર્વ જીવના પગને વિષે ચાલવાની શક્તિને પોષણ કરવાને એ સમર્થ થાય છે, એમ એ સંતની સર્વે ઈંન્દ્રિયોમાં ભગવાન રહ્યા છે તે માટે એ સંત તો બ્રહ્માંડમાં સર્વે જીવોના ઈન્દ્રિયોને પ્રકાશ કરવાને સમર્થ થાય છે, માટે એ સંત તો સર્વ જગતના આધારરૂપ છે. આ વચનામૃત પ્રમાણે સ્વામીને એવા મહાપુરુષ તરીકે સ્વીકારીએ તે આપણા જીવના શ્રેય માટે હિતાવહ છે.

**જોગી સ્વામી ગઢડા પ્રથમ પ્રકરણના ૫૪માં વચનામૃત પ્રમાણે ભાગવત ધર્મના પોષક અને આપણા માટે મોક્ષનો દરવાજો હતા.**

સ્વધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને માહાત્મ્ય જ્ઞાન તેણે સહિત જે, ભગવાનની ભક્તિ તેણે યુક્ત એવા જે ભગવાનના એકાંતિક સાધુ તેના પ્રસંગ થકી ભાગવત ધર્મનું પોષણ થાય છે અને વળી જીવને મોક્ષનું જે દ્વાર તે પણ એવા સાધુના પ્રસંગ થકી ઉઘાડું થાય છે. એમ મહારાજના શબ્દો છે. પૂ. સ્વામીની નિર્મળ-નિખાલસ- નિર્વ્યાજ ભક્તિ સભર સાધુતાને સંપ્રદાયેતર લોકો પણ સ્વીકારતા. ધર્મામૃત, નિષ્કામ શુદ્ધિ અને શિક્ષાપત્રીના એક પણ નિયમનો ભંગ કર્યા વિના આજીવન અખંડ ભજન કર્યું છે. એના આપણે

સહુ સાક્ષી છીએ, માટે મહારાજના મતે આવા સંત આપણા કલ્યાણનો દરવાજો છે.

**જોગી સ્વામી સારંગપુરના ૭માં વચનામૃત પ્રમાણે નૈમિષારણ્યક્ષેત્ર હતા.**

'મનોમય ચક્ર તે મનને જાણવું અને એની ધારા તે દશ ઈન્દ્રિયો છે એમ જાણવું અને તે ઇન્દ્રિયોરૂપ જે મનની ધારા તે જે ઠેકાણે ઘસાઈને બૂઠી થઈ જાય તેને નૈમિષારણ્ય ક્ષેત્ર જાણવું. તે જે ઠેકાણે જપ, તપ, વ્રત, ધ્યાન, પૂજા એ આદિક જે સુકૃત તેનો જે આરંભ કરે તે દિન દિન પ્રત્યે વૃદ્ધિ પામે એવું જે નૈમિષારણ્ય ક્ષેત્ર તે જે ઠેકાણે ભગવાનના એકાંતિક સાધુ રહેતા હોય તે ઠેકાણે જાણવું. એવું સંતના સમાગમરૂપી નૈમિષારણ્ય ક્ષેત્ર જ્યાં દેખાય ત્યાં કલ્યાણને ઈચ્છવું અને ત્યાં અતિ દ્રઢ મન કરીને રહેવું.' આ ભગવાન શ્રી સ્વામિનારાયણ આદેશ આપે છે. કલ્યાણની ઈચ્છા હોય તેવા કોઈ પણ મુમુક્ષુઓ આ વાતનો અનાદર કેવી રીતે કરી શકે. આ સત્સંગમાં એવા દાખલા બન્યા છે કે જોગી સ્વામીનાં દર્શનથી કેટલાયના સંકલ્પ સિદ્ધ થયા છે. તેના કરતા વધુ મહત્વું એ છે કે, કેટલાયના સંકલ્પ વિરામ પામી ગયા છે. પૂ. સ્વામી સ્વયં તીર્થરૂપ છે એટલું જ નહિ એમની અમીદ્રષ્ટિથી આજે શાસ્ત્રીજી મહારાજનો બગીચો લીલો છે, તેમની દ્રષ્ટિથી તેમના જેવા નિર્મળ સંતો થયા છે, આ જ આ સંપ્રદાયનું સૌભાગ્ય છે.

'જેને ભગવાનના સંતને વિષે જે આત્મબુદ્ધિ છે, જેમ કોઈક રાજા હોય ને તે વાંઝિયો હોય ને પછી તેને ગઢપણમાં દીકરો આવે, પછી તે છોકરો તેને ગાળો દે, મૂંછો તાણે, તો પણ અભાવ આવે નહિ અને કોઈકના છોકરાને મારે તથા ગામમાં અનીતિ કરી આવે તો પણ કોઈ રીતે તેનો અવગુણ આવે જ નહિ, શા માટે જે, એ રાજાને પોતાના દીકરાને વિષે આત્મબુદ્ધિ થઈ ગઈ છે. એવી જેને ભગવાનના ભક્તનેવિષે આત્મબુદ્ધિ થાય છે, તેણે જ સર્વ સાધન થકી અધિક કલ્યાણકારી સત્સંગને જાણ્યો છે.એ વાર્તા ભાગવતમાં કહી છે જે'

''यस्मात्मबुद्धिः कुणपे त्रिधातुके स्वधीःकलत्रादिषु भौम इज्यधीः ।
यत्तीर्थबुद्धिः सलिले न कर्हिचिज्जनेष्वभिज्ञेषु स एव गोखरः ॥''

એ શ્લોકને વિષે એ વાર્તા યથાર્થ કહી છે. વચનામૃત મને તમને આવા સંતમાં આત્મબુદ્ધિ રાખવા અનુરોધ કરે છે. આ સત્સંગ સદા મહાપુરુષોના છત્રથી શોભતો રહ્યો છે અને રહેશે. જેને સત્સંગમાં દિવ્યભાવ ન હોય તેને આ વાત ન સમજાય.

**જોગી સ્વામીની સેવા વરતાલના પાંચમાં વચનામૃત પ્રમાણે ૧૦૦/૧૦૦ જન્મની કસર ટાળનાર છે.**

'જેમ ભગવાનની માનસી પૂજા કરે તેમજ જે ઉત્તમ હરિભક્ત હોય તેની પણ ભગવાનની પ્રસાદીએ કરીને ભગવાન ભેળી માનસી પૂજા કરે, અને જેમ ભગવાનને અર્થે થાળ કરે તેમજ ઉત્તમ જે ભગવાનના ભક્ત તેને અર્થે પણ થાળ કરીને તેને જમાડે. અને જેમ ભગવાનને અર્થે પાંચ રૂપિયાનું ખરચ કરે તેમજ તે મોટા સંતને અર્થે પણ ખરચ કરે. એવી રીતે ભગવાન ને ઉત્તમ લક્ષણવાળા જે સંત તેની અતિ પ્રેમે કરીને સરખી સેવા જે કરે તો તે કનિષ્ઠ ભક્ત હોય ને તે બે જન્મે તથા ચાર જન્મે તથા દશ જન્મે કે સો જન્મે કરીને ઉત્તમ ભક્ત જેવો થનારો હોય, તે આ ને આ જન્મે કરીને ઉત્તમ ભક્ત થાય છે. એવું ભગવાન ને તે ભગવાનના ભક્ત તેની સરખી સેવા કર્યાનું ફળ છે.'

આ વચનામૃતનો સનાતન સિદ્ધાંત છે. જેમ મહારાજનું ધ્યાન કરીએ તેમ એકલા સંતનું ધ્યાન ન કરાય પણ મહારાજની સાથે-મહારાજની સેવામાં સંતોનું ધ્યાન માનસી થાય તો આજના સિધાંતીઓને વાંધો હોય શકે, વચનામૃતને નહિ. જોગી સ્વામીમાં હેત થાય તે વડતાલના ૧૧માં વચનામૃત પ્રમાણે મહારાજનાં સાક્ષાત્ દર્શનનું કારણ છે.

'સત્પુરુષને વિષે દ્રઢ પ્રીતિ એ જ આત્મદર્શનનું સાધન છે અને સત્પુરુષનો મહિમા જાણ્યાનું પણ એ જ સાધન છે, અને પરમેશ્વરનું સાક્ષાત્ દર્શન થવાનું પણ એ જ સાધન છે.' આ જ શબ્દો પર મુમુક્ષુના જીવનની દિશા બદલાઈ શકે છે. અમુક લોકોને ખોટા કહેવાનો અધિકાર છુટી જ જાય તેની બીકે આપણે આ વાતોને જરા પણ ધ્યાનમાં નથી લેતા. પરિણામતઃ એકાંતિક સ્થિતિવાળા ભક્તોના સમૂહ ઓછા અને લોલમ લોલ કરનારના વધતા જાય છે. જ્યાં સુધી સત્પુરુષમાં હેત ન થાય ત્યાં સુધી તેની વાત ન મનાય, ત્યાં સુધી પંચવિષયમાંથી હેત ન ટળે. અને જ્યાં સુધી પંચ વિષયમાંથી હેત ન ટળે ત્યાં સુધી આત્મ કે પરમાત્મ દર્શન કેવી રીતે થાય ? માટે મુમુક્ષુએ આવા સત્પુરુષોમાં દ્રઢ હેત કરવું. દુનિયા જે કહે તે, જે માને તે, આપણે જોગી સ્વામી જેવા સંતમાં હેત કરીને કૃતાર્થ થયા છીએ.

# પૂજ્ય જોગી સ્વામીને....

■ શાસ્ત્રી યજ્ઞવલ્લભદાસ

હે જોગી સ્વામી!

અમે મહારાજનાં દર્શન નથી કરી શક્યા પરંતુ તમે મહારાજને બોલતા જોયા છે, ચાલતા જોયા છે એની અમને પૂર્ણ પ્રતીતિ છે, કારણ કે સ્વામી! તમારા વેણે મહારાજે અમારા જેવા હજારોના દુઃખ દૂર કર્યાં છે એ જગ જાહેર છે.



૧૦૭ વર્ષનું સંપૂર્ણ નિરોગી આયુષ્ય ભોગવીને તમે શ્રીજી મહારાજના અક્ષરધામમાં બિરાજી ગયા.

'સ્વામિનારાયણ....'

'સ્વામિનારાયણ....' તમારો શ્વાસ-પ્રશ્વાસ.

**'ભગવાન ભજજો, ભગવાન ભજવામાં માલ છે'** આ તમારું જીવનસૂત્ર. 'કોઈને દુઃખીયો દેખી ન ખમાય...' તમારા અંતરની સંવેદના.

હે સ્વામી! તમે સ્વામિનારાયણ સંપ્રદાય પૂરતા સીમિત નથી રહ્યા. તમે કોઇ ભેદભાવ વિના બધા જ જીવોના દુઃખ શ્રીજી મહારાજને નિવેદન કરતા તમારી પ્રાર્થનાના શબ્દો - 'હે મહારાજ! આ જીવને સુખીયા કરો' - હજુ અમારા કાનમાં ગૂંજે છે.

બસ! જે જે આવ્યા શ્રીજીને શરણ,

તેના સર્વે સંકટ કર્યા હરણ.

તમે બન્યા સૌના સુખકરણ.

અમે તમારી ઝૂંપડીએ રાજા કે રંકના ભેદ જોયા નથી. તમારે મન ગરીબ કે તવંગર સહુ સરખા. તમારી કરુણાપૂર્ણ દૃષ્ટિથી સુખી કે દુઃખી સર્વે ન્યાલ થતા અને શ્રીહરિના સ્વરૂપમાં જોડાઇ જતા. 'સુખીયા જગતમાં સંત' એ વચનને જીવનમાં ચરિતાર્થ કરનારા તમે અખંડ આનંદના સમુદ્રમાં ઝીલતા.

મહારાજના સ્વરૂપનો આનંદ, હરિસ્મરણનો પરમાનંદ તમે સતત લૂંટતા. એટલે તો સદ્ગુરુ મહંત સ્વામીએ તમારું નામ હરિપ્રકાશ પાડ્યું હશે ને!

પણ હરિપ્રકાશનો અખંડ જોગ મહારાજ સાથે બંધાયો અને ગુરુએ પરમાણ્યા કે; 'આ તો જોગી છે જોગી!'

આ જોગીને જગતનો સ્પર્શ જ નહીં, આ જોગીને સ્ત્રી-ધનની સમજ નહીં, આ જોગીને પ્રવૃત્તિમાર્ગની પીડા નહીં, આ જોગીને વ્યવહારમાર્ગ ફાવે નહીં, આ જોગીને તો બસ મહારાજની મૂર્તિ, આ જોગીને તો બસ અખંડ મહારાજનું ભજન, આ જોગીને તો સતત મહારાજનું જ સામીપ્ય.

તેથી સ્વામી તમે બન્યા, **'અખંડ ભગવદ્ પરાયણ'.**

આ કોઇ યુનિવર્સિટીની ડીગ્રી નથી. આ તો છે અક્ષરધામના મુક્તની ઓળખ. અખંડ મહારાજના સ્વરૂપનો રસ પીઇને અખંડ આનંદ લૂંટનારા તમે અમને ક્યારે અક્ષરધામમાં બોલાવશો?

હવે તમારું દર્શન નહીં થાય? આ વિચારમાત્રથી અમે ભાંગી પડીએ છીએ...પણ તમારું નિર્દોષ, નિષ્કામ, નિરામય જીવન અમને અચળ રાખે છે, સ્થિર રાખે છે અને તમારા જીવનની, ભજનની સુવાસ અમને તમારા અહીં જ હોવાનો અહેસાસ કરાવે

છે. હે જોગી સ્વામી! અમે તમારા બાળ, તમે અમને ઉછેર્યા, મોટા કર્યા, સંસ્કાર આપ્યા, અમને જગાડ્યા, જગતના માર્ગેથી પાછા વાળ્યા, ભગવાનનો માર્ગ બતાવ્યો, અમને ભગવાનના માર્ગે ચાલતા કર્યા. હે સ્વામી! તમારું તપ અને ત્યાગમય જીવન વિસાર્યું વિસરાય એમ નથી.

હે સ્વામી! આપનો ધન અને સ્ત્રીનો ત્યાગ અજોડ ગણાય. હે સ્વામી! ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય સહિત એકાંતિક ભક્તિ તમારા અંતરમાં સદૈવ રમતા રહ્યા.

હે સ્વામી! તમે અમારો સથવારો, અમારે તમારો સંગાથ, અમને તમારું આશ્વાસન, તમારી હૂંફ, તમારો પ્રેમ, તમારો નિત્ય સત્સંગ, તમારું આસન, તમારા સાદગીભર્યા માટીના લીંપણની સુવાસ, તમે અમારી સાથે ફૂલ ચૂંટતા, તમે ઠાકોરજીના હાર ગૂંથતા, તમે અમને પણ હરિના હારમાં ગૂંથી લીધા અને અચાનક તમે અક્ષરની વાટે સીધાવ્યા...!!!



આવું કરાય? આવું કરવું હતું તો અમને સાથે ન લેવાય? હે સ્વામી! તમે યોગ સાધતા, તમે ધ્યાન કરતા, તમે માળા કરતા, રાત્રિ-દિવસ તમે ભજન કરતા, તમારી પૂજાનાં દર્શન, તમે અમારી પાસે વચનામૃત સાંભળતા.

અમારા કીર્તન તમે મહારાજને સંભળાવતા અને તમે શ્રીજીની પ્રસાદીની સાકરથી અમારા ખોબા ભરી દેતા! એ સાકરની મીઠાશ અમારા અંતરમાં કાયમ પેસી ગઈ. પણ તમે તો અલૂણા, સદા ઉપવાસી, અખંડ આસન, અખંડ જાપ, અખંડ ધ્યાન અને ક્યારેક દર્શન પણ બંધી. શું તમે મહારાજ સાથે વાતે વળગતા?

તો અમને સંભળાવો એક વાત,
મહારાજને કહો અમારી વાત.

મહારાજને કહેજો કે તમારા જેવા એક મુક્તને આ પૃથ્વી ઉપર અમારી વચ્ચે ફરીથી મોકલે...!!! ■

**તા. ૧-સપ્ટેમ્બરના રોજ પૂ. રમેશભાઈ ઓઝાએ પધારી પૂજ્ય જોગી સ્વામીને શ્રદ્ધા સુમન અર્પણ કર્યા હતા.**

॥ निर्मानमोहाजितसंगदोषा, अध्यात्मनित्याविनिवृत्तकामाः ॥ (गीता. अ. १५)



જ્યારે જ્યારે આવા શ્લોકોનું સ્મરણ કરીએ ત્યારે પૂજ્ય શ્રી જોગી સ્વામી જેવા મહાપુરુષો યાદ આવે. કારણકે, એમના જીવનમાં આવા શ્લોકો ચરિતાર્થ થયેલા દેખાય. શાસ્ત્રોના અર્થને જ્યારે આપણે સાંભળીએ, વિચારીએ અને ગુરૂજી પાસેથી બરાબર સમજ્યા પછી જ્યારે તેનું જીવતું-જાગતું દ્રષ્ટાંત જોવું હોય ત્યારે પૂ. જોગી સ્વામી જેવા મહાપુરુષોના દર્શને જવું પડે. આવા સંતને જોતા એવું લાગે કે, જાણે શાસ્ત્રો સાકાર બનીને પૃથ્વી પર વિચરણ કરી રહ્યા છે. શાસ્ત્રોના શબ્દોને પણ આવા મહાપુરુષોના જીવન જીવંત કરે છે.

શાસ્ત્રો આવા મહાપુરુષોના જીવન દર્શનથી પૂર્ણ સમજાય છે. આવા મહાપુરુષોના સાનિધ્યમાં રહેનારા આપ ગુરુકુલનાં તમામપુરુષો ભાગ્યશાળી છે. અવ્યય પદને પ્રાપ્ત કરેલા મહાપુરૂષને હૃદયના પ્રણામ.

# જ્ઞાનસત્રમાં પૂજ્ય જોગીસ્વામીના અંતિમ દર્શન














શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ મેમનગર ખાતે તારીખ ૨ થી ૮ ઓગસ્ટ દરમિયાન ચાલી રહેલા ૩૫માં જ્ઞાનસત્ર દરમિયાન સ્વામીની તબીયત એકદમ સરસ હતી. જ્ઞાનસત્ર દરમિયાન પૂજ્ય સ્વામીએ બે વખત સભામાં પધારી ભક્તજનોને દર્શનનો લાભ આપ્યો હતો. પૂજ્ય સ્વામી જાણે અક્ષરધામમાં જવાની તૈયારી કરતા હોય તેમ એક એક હરિભક્તને દર્શન દેવા સભામાં હરિભક્તોની વચ્ચે જઇ દર્શન આપ્યા. સંપૂર્ણ સ્વસ્થ અને પ્રસન્ન મુદ્રામાં પૂજ્ય સ્વામીના દર્શન કરીને સૌ જ્ઞાનસત્રાર્થીઓ પાવન થયા.

# પૂજ્ય જોગીસ્વામીએ મંદવાડ ગ્રહણ કર્યો

ચાલું વર્ષે પૂજ્ય સ્વામી ૧૦૭માં વર્ષમાં પ્રવેશી ચૂક્યા હતાં. છેલ્લા પાંચ વર્ષો જેવી જ સ્વસ્થતા પૂજ્ય સ્વામીએ ધારી રાખી હતી. જ્ઞાનસત્ર પૂર્ણ થયા બાદ અચાનક પૂજ્ય સ્વામી અસ્વસ્થ થયા. શું કરવું અને શું ન કરવું એવી અવઢવમાં પડેલા સંતોએ ડોક્ટર મિત્રોની સલાહ મુજબ તારાખ ૧૨ ઓગસ્ટના રોજ બપોરે ૨:૩૦ કલાકે પૂજ્ય સ્વામીને સ્ટર્લીંગ હોસ્પીટલમાં દાખલ કર્યા. સંતો તથા વિદ્યાર્થીઓ રાત્રિ-દિવસ જોયા વિના સતત સ્વામીની સેવામાં લાગી ગયા. પૂજ્ય સ્વામીના સ્વાસ્થ્યથી ચિંતિત અનેક સંતો, મહાનુભાવો, વડતાલ ગાદીના પીઠાધીશ્વર પ.પૂ. રાકેશપ્રસાદજી મહારાજ સહિત અનેક લોકો પૂજ્ય સ્વામીના દર્શન કરવા પધાર્યા.



હોસ્પીટલમાં બીરાજતા પૂજ્ય સ્વામીના સ્વાસ્થ્ય માટે શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ અમદાવાદ તથા છારોડી તેમજ અનેક ગામોના મંદિરોમા તથા ઘરોઘર ભગવાન શ્રી સ્વામિનારાયણના નામની અખંડ ધુન, ભજન-અનુષ્ઠાન અને મંત્રલેખન થયા. દર્શનમ્‌ના પંડિતો, ઋષિકુમારો અને સંતો દ્વારા પ્રાર્થના સ્વરૂપે અનુષ્ઠાન આરાધના થયા. હોસ્પીટલમાં પૂજ્ય સ્વામી પાસે સંતો દ્વારા અખંડ ભક્તચિંતામણીના પાઠ થયા.









# પૂજ્ય જોગીસ્વામી હોસ્પીટલથી ગુરૂકુલ પધાર્યા

તારીખ ૨૮ ઓગસ્ટ, રવિવારના રોજ પૂજ્ય સ્વામીને હોસ્પીટલથી ગુરુકુલ લાવવામાં આવ્યાં. સ્વામીના રુમમાં જ સારવારની તમામ સાધન-સામગ્રી ગોઠવવામાં આવી. આગળની સારવાર કઈ રીતે ચાલું રાખવી એનું આયોજન થઈ રહ્યું હતું. સહું સંતો સ્વામીના આસને ઉપસ્થિત હતા.











# પૂજય જોગીસ્વામીનું અક્ષરધામ પ્રયાણ

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ અમદાવાદ ખાતે પૂજયપાદ્ ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજના આસને પૂજય જોગી સ્વામી છેલ્લા ૧૦ વર્ષથી બિરાજતા હતા. એ જ પવિત્ર સ્મૃતિ મંદિરમા ડોક્ટર મિત્રોએ સાંજે ૭ કલાકે પૂજય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીને પૂજય સ્વામીની અંતિમ ક્ષણોની યાદી આપી.

આ આઘાતજનક સૂચના સાંભળીને સૌ સંતોએ ભીના હૃદયે, શ્રીજી મહારાજના નામ સ્મરણ સાથે પૂજય સ્વામીજીના મુખમાં તુલસીપત્ર સાથે પ્રસાદીભૂત તીર્થજળ પધરાવ્યું. પૂજય સ્વામીએ ઉપસ્થિત સર્વ સંતોના હાથે તીર્થજળ સ્વીકાર્યુ અને સાંજે ૭:૭ કલાકે પૂજય સ્વામી અક્ષરધામ સીધાવ્યા.













# પૂજ્ય જોગીસ્વામીનાં અંતિમ દર્શન

પૂજ્ય જોગીસ્વામી અક્ષરધામ સીધાવ્યા છે તેવા સમાચાર વાયુવેગે દેશ-વિદેશમાં ફેલાઇ ગયા. પૂજ્ય જોગી સ્વામી સાથે જોડાયેલા અનેક સંતો અને મહાનુભાવો સહિત હજારો લોકો પૂજ્ય સ્વામીના અંતિમ દર્શન કરવા માટે મેમનગર ગુરુકુલમાં ઉમટી પડ્યા. પૂજ્ય સ્વામીના પાર્થિવ શરીરને તા. ૨૮ થી ૩૧ ઓગસ્ટ સુધી ત્રણ રાત્રિ અને લગભગ ત્રણ દિવસ રાખવામાં આવેલ.

પૂજ્ય જોગી સ્વામીના અંતિમ દર્શન માટે સમગ્ર સંપ્રદાયના સંતો દર્શન કરવા પધાર્યા. હજારો ભાવિકોએ દર્શન કર્યા. વિવિધ પક્ષના અનેક રાજકીય નેતાઓ તેમજ સામાજીક અગ્રણીઓ પૂજ્ય સ્વામીના દર્શને પધાર્યા. ઈંગલેન્ડ, અમેરીકા, આફ્રિકા, સીસલ્સ, ઓસ્ટ્રેલીયા વગેરે દેશોના ભક્તો પૂજ્ય સ્વામીના દર્શને પધાર્યા. પૂજ્ય સ્વામીના અંતિમ દર્શનનું લાઇવ પ્રસારણ ઇન્ટરનેટ તેમજ અન્ય પ્રસારણ માધ્યમો અને TV9 ચેનલ દ્વારા સતત સમગ્ર વિશ્વમાં થઇ રહ્યું હતું.













# પૂજ્ય જોગીસ્વામીના પરમહંસીય બ્રહ્મમેધ સંસ્કાર



તારીખ ૩૧ ઓગસ્ટ, બુધવારના રોજ સવારે ૭:૩૦ કલાકે પૂજ્ય જોગી સ્વામીના પાર્થિવ દેહને અમદાવાદ ગુરુકુલના પ્રાંગણમાં પધરાવીને સંતો તેમજ દર્શનમૂના પંડિતો તથા ઋષિકુમારોએ વૈદિક વિધિ પુરઃસર પરમહંસીય બ્રહ્મમેધ સંસ્કાર વિધિનો પ્રારંભ કર્યો. ગુરુકુલ પરિવારના સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા અન્ય સદ્‌ગુરુ સંતો તેમજ સંપ્રદાયના અગ્રણી સંતો આ વિધિમાં જોડાયા. ઉપસ્થિત તમામ સંતોએ પૂજ્ય સ્વામીના અંતિમ અભિષેકનો લાભ લીધો. ગુરુકુલ પરિસરમા ઉપસ્થિત હજારો ભક્તોએ આ પવિત્ર અને દિવ્ય વિધિના દર્શનનો લાભ લીધો.





# પૂજ્ય જોગીસ્વામીની પાલખી યાત્રા

અભિષેક પૂર્ણ થયા બાદ પૂજ્ય સ્વામીને પાલખીમાં પધરાવવામાં આવ્યા. ઉપસ્થિત સહુ સંતોએ પૂજ્ય સ્વામીનું હાર-તોરાથી પૂજન કર્યું. પૂજન બાદ સદ્‌ગુરુ સંતો દ્વારા સ્વામીની અંતિમ આરતી કરી. પૂજ્ય સ્વામીની પાલખીને સંતો દ્વારા સુશોભિત ટ્રકમાં પધરાવવામાં આવી.

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ અમદાવાદથી સવારે ૯ કલાકે પૂજ્ય જોગી સ્વામીની પાલખી યાત્રાનો પ્રારંભ થયો. સર્વ સંતો તથા લાખો ભક્તજનો આ પાલખી યાત્રામાં જોડાયા. અસંખ્ય નાના-મોટા વાહનો તથા પદયાત્રીઓ જોડાયા તેથી લગભગ ૨ કિ.મી જેટલી લાંબી પાલખી યાત્રા SGVP તરફ આગળ વધી. ગુરુકુલથી સુભાષ ચોક અને એસ.જી. હાઈવે ઉપર આ પરમહંસના અંતિમ દર્શન સર્વ નગર વાસીઓએ પણ કર્યા.



પાલખી યાત્રા SGVP પધારી. પૂજ્ય સ્વામીની પાલખીને આખા કેમ્પસમાં ફેરવવામાં આવી. પાલખી યાત્રાને પૂર્ણ કરી સંતનિવાસના (સહજાનંદમ્) પ્રાગણમાં પૂજ્ય સ્વામીને પધરાવવામાં આવ્યાં.

















## પૂજ્ય જોગીસ્વામીની

# અંતિમ સભા

સહજાનંદમ્‌ના પ્રાંગણમાં પૂજ્ય સ્વામીના અંતિમ દર્શન અને પૂજન માટે સભાનું આયોજન થયું. આ સભામાં સંપ્રદાયના તમામ મંદિરો અને સંસ્થાઓના સંતો, રાજકીય પુરુષો, મહાનુભાવો તેમજ હજારોની સંખ્યામાં હરિભક્તોએ સ્વામીના અંતિમ દર્શન-પૂજન કરી ધન્યતા અનુભવી. ગુરુકુલ ગાયકવૃંદ દ્વારા વિરહના પદો તેમજ વંદુના પદોનું ગાન થયું.

પ.પૂ. શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી, ગુજરાતના મુખ્યમંત્રી શ્રી નરેન્દ્રભાઇ મોદી આદિ સંતો-મહાનુભાવોએ વાણી પુષ્પો દ્વારા પૂજ્ય સ્વામીને શ્રદ્ધા-સુમન અર્પણ કર્યા. સદ્‌ગુરુ સંતો તેમજ મહાનુભાવોએ સ્વામીની અંતિમ આરતી ઉતારી.







# પૂજ્ય જોગીસ્વામીના

સહજાનંદમ્‌થી પૂજ્ય જોગી સ્વામીની પાલખીને પ. પૂ. શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી, ગુજરાતના મુખ્યમંત્રી શ્રી નરેન્દ્રભાઈ મોદી આદિ સંતો-મહાનુભાવોએ કાંધ આપી અગ્નિસંસ્કારના સ્થળે લાવવામાં આવી. અહીં સંતો તેમજ હરિભક્તો દ્વારા રાત્રિ-દિવસ વરસતા વરસાદમાં અતિ કઠીન મહેનત કરી અદ્‌ભૂત તૈયારીઓ કરી હતી. પૂજ્ય જોગી સ્વામીને અંતિમ સમાધિ સ્થાને ઉપર













# અંતિમ સંસ્કાર



પધરાવવામાં આવ્યા. દર્શનમ્‌ના પ્રધાનાચાર્ય શ્રી રામપ્રિયજી તથા ઋષિકુમારો દ્વારા અંતિમવિધિ થયો. પ.પૂ શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી, પ.પૂ. શ્રી દેવકૃષ્ણદાસજી સ્વામી, પ.પૂ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી, પ.પૂ. પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી વગેરે સંતોના હસ્તે અગ્નિદાહ અપાયો અને અખંડ ભગવદ્‌ પરાયણ પ.પૂ જોગી સ્વામીનો તેજસ્વી દેહ પંચભૂતોમાં વિલીન થયો.









## પ. પૂ. જોગી સ્વામી વિષે અંતરના ઉદ્‌ગારો

### પ.પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી



પૂજ્ય જોગી સ્વામીનો ૧૦૭ વર્ષ વર્ષનો ઇતિહાસ કદાચ પુરો થાય છે પરંતુ ૧૦૭ વર્ષના સંત જીવનની સુગંધને કાળ પણ ખાઇ શકશે નહીં. જોગી સ્વામી એટલે તપ અને ત્યાગનો ઇતિહાસ. અજાતશત્રુ સંત કેવા હોય એ દર્શાવતો આ ઇતિહાસ છે. જેની દ્રષ્ટિમાં રાજા અને રંક સમાન હતા. એવા આ સંતે બગીચામાં ફૂલ વિણતા વિણતા અમને પણ વીણી લીધા અને ભગવાનના કંઠના હાર બનાવ્યા તથા છેલ્લા શ્વાસ સુધી અમારો હાથ છોડ્યો નથી.

### પ.પૂ. સદ્‌ગુરુવર્ય શ્રી દેવકૃષ્ણદાસજી સ્વામી



જોગી સ્વામી એટલે ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય તેમજ ભકિત સભર જીવન જીવનારા સંત. જેના પ્રત્યેક શ્વાસે ભગવાન શ્રી સ્વામિનારાયણ મહામંત્ર જપાયો. આપણે જ્યારે એમના દર્શન કરવા જઇએ ત્યારે પૂજ્ય જોગી સ્વામી સતત ઇશ્વર સન્મુખ જ બેઠા હોય. આજે સ્થૂળ શરીરથી વિલીન થઇને તેઓ સૂક્ષ્મ ભાવે આપણી સૌની ચેતનામાં પ્રવેશી ચૂક્યા છે.

### પ.પૂ. સદ્‌ગુરુ શ્રી ઘનશ્યામપ્રકાશદાસજી સ્વામી

(વડતાલ ટેમ્પલ બોર્ડ- ચેરમેન)



પૂજ્ય જોગી સ્વામી અક્ષરધામનું દ્વાર છે. અનેક જીવોના કલ્યાણદાતા હતા. મારા જાત અનુભવ પ્રમાણે મને સ્વપ્રમમાં દર્શન દઇને કહ્યું હતું કે થોડા દિવસમાં હું ધામમાં જાઉં છું. મારા ઉપર પૂ. જોગી સ્વામીના અનેક ઉપકાર છે.

### શ્રી નવીનભાઇ દવે



અક્ષરમુક્તની આ સ્થિતિ, સર્વ સંતોની ઉપસ્થિતિ અને આ દિવ્ય પ્રસંગ તેમજ લાખો લોકો માણી શકે એવી વ્યવસ્થા. આ દિવ્ય ઉત્સવ, આ સભા અંતકાળે જો કોઇને યાદ આવી જાય તો એને અક્ષરધામની પ્રાપ્તિ થાય એમાં કોઇ શંકા નથી.

### મુખ્યમંત્રી શ્રી નરેન્દ્રભાઇ મોદી



પૂજ્ય જોગી સ્વામીની આજે ભૌતિક વિદાય થાય છે, પરંતુ ખરા અર્થમાં જોગી સ્વામીના યુગની આજે શરુઆત થાય છે. કુદરતના ક્રમ પ્રમાણે શરીર વિદાય થાય પરંતું આ સંતના સત્કર્મોની પ્રેરણા એક નવા યુગનું નિર્માણ કરે છે. બાલ્યાવસ્થાથી હું અનેક સંતો, ઋષિઓનું સાનિધ્ય પામ્યો છું. કેટલાયે સંતોએ મને પ્રભાવિત કર્યો છે પરંતુ ગુરુકુલના આ સંત જોગી સ્વામીના દર્શથી મારા ઉપર જે પ્રભાવ પાડ્યો છે તે હું શબ્દોમાં વર્ણન કરી શકતો નથી. કારણ કે આ સંતે પોતાનું વ્યકિતત્ત્વ ભગવાનમાં વિલીન કરી દીધું છે. ઇશ્વરમાં લીન થયેલા આ જોગી સ્વામીની વિરાટતાને કોણ પામી શકે?

એમના ભજનના પ્રતાપને તો જુઓ. આજે એમણે શરીર છોડ્યું ત્રણ ત્રણ દિવસ પુરા થઇ ગયા તો પણ એમના ભૌતિક શરીરનું તેજ ઝળહળે છે એ એના ભજન યોગનો પડઘો પાડે છે. આજે અહીં વિજ્ઞાન પણ પાછુ પડે છે. ઋષિ પરંપરાના ગુરુકુલ પછી આ આધુનિક ગુરુકુલ પરંપરાના આ સંતો જન્મદાતા છે. લાખો યુવકોની જિંદગી જેના ભજનના પ્રતાપે બદલાઇ ગઇ છે. પોતે બધાથી અલિપ્ત, અકિંચન, અનિકેત રહ્યા અને જે વારસો આપણને આપ્યો છે તે વારસો સાચવવાની પરમાત્મા આપણને શકિત આપે.

મારું સૌભાગ્ય છે કે સ્વામીના અંતિમ દર્શન થયા. તેમના ચરણોના આશીર્વાદ પ્રાપ્ત કરીને આદરભાવ પૂર્વક આ શ્રદ્ધાંજલિ અર્પણ કરું છું.

### પ.પૂ.સદ્‌ગુરુ શ્રી જ્ઞાનજીવનદાસજી સ્વામી (કુંડળ)



પૂજ્ય જોગી સ્વામી જેવા સંતના પ્રતાપે આધ્યાત્મિક દુનિયામાં મોટી હૂંફ, પોષણ અને ટેકો મળે છે. પૂજ્ય સ્વામીજી આ જગતના દુઃખ તરી જવાની નાવ સમાન હતાં. પૃથ્વીના ગોળા ઉપર શોધવા જાવ તો પણ આવા સંત ન મળે. એવા આ સંતવર્ય માત્ર ગુરુકુલના જ સંત નહોતા પરંતુ સમગ્ર સ્વામિનારાયણ સંપ્રદાયના સંત હતાં. તેને કોઇ સીમાડા નહોતાં. વળી તેઓ દેશકાળથી પર હતાં. આજે પૂજ્ય માધવપ્રિય સ્વામી કોઇ પણ જાતના ભેદભાવ વગર દેશ-વિદેશમાં ફરે છે તે જોગી સ્વામીની જ કૃપા છે.

# પૂજ્ય જોગી સ્વામીના અસ્થિ વિસર્જન (સહસ્ત્રધરા)

ભગવાન શ્રી સ્વામિનારાયણ તથા અનેક મોટા સંતો દ્વારા પ્રસાદીભૂત ગઢપુર પાસેના ઘેલા નદીના સહસ્ત્રધરામાં અખંડ ભગવદ્ પરાયણ પ.પૂ જોગી સ્વામીના અસ્થિઓનું વિસર્જન કરવામાં આવ્યું. આ પવિત્ર તીર્થ પૂજ્ય જોગી સ્વામી માટે એક ઉત્તમ સંભારણું હતું. પૂજ્ય જોગી સ્વામી નવા નવા સાધુ હતા ત્યારે  સ્વામીના ગુરુ પૂજ્ય મહંત સ્વામી શ્રી કૃષ્ણજીવનદાસજી સ્વામી સાથે અહીં સ્નાન કરવા પધારેલા અને મહંત સ્વામીએ જોગી સ્વામી ઉપર અભિષેક કર્યો હતો. મહંત સ્વામી જોગી સ્વામીને ખોબા ભરીભરીને નવરાવતા જાય અને બોલતા જાય 'જોગી! આજથી તારા બધા પાપ ગયા'.

આવા પવિત્ર તીર્થમાં તારીખ ૩ સપ્ટેમ્બરના રોજ પ.પૂ  શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી, સર્વે સંતો તેમજ મોટી સંખ્યામાં હરિભક્તોએ ઉપસ્થિત રહી પૂજ્ય જોગી સ્વામીના અસ્થિઓનું વિસર્જન કર્યુ હતું.









# પ.પૂ.જોગી સ્વામી શ્રદ્ધાંજલિ સભા

## દ્રોણેશ્વર ગુરુકુલ

પ્રાચીન તીર્થ શ્રી દ્રોણેશ્વર મહાદેવના સાનિધ્યમાં શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ દ્રોણેશ્વર ખાતે દરવર્ષે



જળઝીલણી મહોત્સવ ઉજવાય છે. આ વર્ષે તારીખ ૮ સપ્ટેમ્બરના રોજ જળઝીલણી મહોત્સવ પરમ પૂજ્ય જોગી સ્વામીની સ્મૃતિમાં ધૂન-ભજન અને શ્રદ્ધાંજલિ સભા સ્વરુપે ઉજવાયો હતો.

પૂજ્ય જોગી સ્વામી ભજનપ્રિય સંત હતા તેથી આ પ્રસંગે ઉત્સવમાં પધારેલા હજારો હરિભક્તોને ભજન અને મંત્ર લેખનના નિયમ આપ્યા હતા. આ ઉપરાંત પૂજ્ય જોગી સ્વામીની સ્મૃતિમાં ૧૦૮ ગામોમાં ૧૦૮ કલાકની અંખડ ધૂન અને ૧૦૮ કલાક મંત્ર લેખન કરવાના સંકલ્પો લેવડાવ્યા હતા. આજ રોજ પૂજ્ય જોગી સ્વામીના શિષ્ય અને પ્રેમીભક્ત કાળુભગતના હસ્તે મચ્છુન્દ્રી નદીના પવિત્ર જળમાં પૂજ્ય જોગી સ્વામીના અસ્થિ વિસર્જન કરવામાં આવ્યા હતા.

## ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP)

તારીખ ૧૧ સપ્ટેમ્બર, રવિવારના રોજ શ્રી





સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP) ખાતે યોજાયેલ અ. નિ. પૂજ્યપાદ જોગી સ્વામીની શ્રદ્ધાંજલિ સભામાં સમગ્ર સ્વામિનારાયણ સંપ્રદાયના સંતો, ધર્માચાર્યો, હજારો હરિભક્તો અને સામાજીક-રાજકીય મહાનુભાવોએ પૂજ્ય સ્વામીજીને ભાવપૂર્ણ શ્રદ્ધાજંલિ અર્પણ કરી હતી.

"પૂજ્ય જોગી સ્વામી જેવા સંતની ઓળખ શાસ્ત્રી માધવપ્રિયદાસજી સ્વામીએ જોગી સ્વામીની હયાતી દરમિયાન 'જોગી સ્વામીની જીવન ગાથા' ગ્રંથ લખીને કરાવી છે."

**- લક્ષ્મણભાઈ આદ્રોજા**

"પૂજ્ય જોગી સ્વામીના જીવનથી ભગવાન સ્વામિનારાયણની સર્વોપરિતા સિદ્ધ થાય છે."

**- પ. પૂ. શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી**

"પૂ. જોગી સ્વામીની સેવા કરીને અહીંના સંતોએ સત્સંગના વારસાને જાળવી રાખ્યો છે. અહીં



## શ્રી સ્વામિનારાયણ મંદિર વડતાલ

શ્રી સ્વામિનારાયણ મંદિર વડતાલ દ્વારા, શ્રી હરિકૃષ્ણ મહારાજના સાન્નિધ્યમાં તારીખ ૧૨ સપ્ટેમ્બરના રોજ અખંડ ભગવદ્ પરાયણ પ. પૂ. જોગી સ્વામીની શ્રદ્ધાંજલિ સભાનું આયોજન કરવામાં આવ્યું હતું. આ સભામાં પ.પૂ ધ.ધુ. ૧૦૮ શ્રી રાકેશપ્રસાદજી મહારાજે ઉપસ્થિત રહી પૂજય જોગી સ્વામીને શ્રદ્ધા સુમન અર્પણ કરતા જણાવ્યું હતું કે, "જે સંતે શ્રીજી મહારાજની રુચિ અને અભિપ્રાય પ્રમાણે પોતાની સાધુતાને જીવનમાં



ચરિતાર્થ કરી છે, એવા સંત પૂજય જોગી સ્વામીની આ ગુણાનુવાદ સભા છે. વડતાલ ગાદીસ્થાનનાં આચાર્ય તરીકે આરુઢ થયા પછી જ્યારે જ્યારે જોગી સ્વામીને મળવાનું થયું ત્યારે અમે નજીકથી એ સંતને જોતા અને એમની નિઃસ્પૃહી સ્થિતિને અનુભવતા ત્યારે અમે એવા મત પર આવ્યા કે સાધુતામાં જો એક નિઃસ્પૃહીભાવ અને નિર્માનીભાવ આવી જાય તો એની સાધુતાને ચાર ચાંદ લાગી જાય.

સાધુનું જીવન તપોમય હોય છે. તેની સાથે તેણે સત્સંગ, સેવા, સંપ્રદાયનાં વિકાસ માટે વ્યવહારમાર્ગમાં પણ જોડાવું પડે છે. જોગી સ્વામી જેવા સંતે માત્ર નિવૃત્તિપરાયણ, તપોમય જીવન પસંદ કરીને સ્વામિનારાયણ ભગવાનનું ભજન કરીને સાધુમય જીવનને દીપાવ્યું છે, તેથી આજે તેમની કીર્તિના પડઘમ ચારે બાજુ વાગી રહ્યાં છે.

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, રાજકોટનાં સંસ્થાપક શાસ્ત્રીજી શ્રી ધર્મજીવનદાસજી સ્વામી એક શૂરવીર સંત હતા અને એમણે સંતોની એક ફોજ તૈયાર



ભણનારા સંતોમાંથી જોગી સ્વામી જેવું જીવન જીવનારા સંતો તૈયાર થશે." - પ. પૂ. શ્રી જ્ઞાનજીવનદાસજી સ્વામી (કુંડળ)

"સંતમા ભગવાનના ગુણ આવે તો તે કેવા હોય? તેનું ઉત્તમ ઉદાહરણ એટલે જોગી સ્વામી જેવા સંતનું જીવન."

- પ. પૂ. શાસ્ત્રી શ્રી ઘનશ્યામપ્રકાશદાસજી સ્વામી (વડતાલ)

"પૂજય જોગી સ્વામી ભગવાનના સતત સાનિધ્યવાળા, સ્થિતપ્રજ્ઞ સંત હતા."

**- પ. પૂ. શાસ્ત્રી શ્રી હરિપ્રકાશદાસજી સ્વામી (ગાંધીનગર)**

"જેણે સદાય સમાજને આપ્યું છે અને કાંઇ લીધું નથી એવા સંતવર્ય જોગી સ્વામીને મારા પ્રણામ."

**- શાહબુદ્દીનભાઈ રાઠોડ**

"સંતોના અધૂરાકાર્યને પૂર્ણ કરીએ. અર્થાત્ ભજન કરીને શ્રદ્ધાંજલિ અર્પણ કરીએ."

**- શ્રી ચૈતન્ય શંભુમહારાજ**



"પૂજય જોગી સ્વામી વચનામૃતને અનુસરનારા સંત હતા, તેથી હવે પછી વચનામૃતનું સંતજીવન જોગી સ્વામીને અનુસરશે."

**- પ. પૂ. શાસ્ત્રી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી (ફરેણી)**

"આધુનિક ૨૧મી સદીમાં સંતત્વનું પ્રમાણ આપનારા સંત પૂજય જોગી સ્વામી જન્મજાત સંત અને શ્રીજી મહારાજે મોકલેલા સંત હતા."

**- પ. પૂ. પુરાણી શ્રી હરિસ્વરુપદાસજી સ્વામી**



કરેલી છે, તે સંપ્રદાય માટે એક ધરોહર છે. આજે દેશ-વિદેશમાં સ્વામિનારાયણ સંપ્રદાયનો જે પ્રચાર-પ્રસાર થઇ રહ્યો છે તેમાં આ ગુરુકુલ પરંપરાનાં સંતોનું બહુ મોટું યોગદાન છે. કોઠારી હરિજીવનદાસજી સ્વામી, શાસ્ત્રી સ્વામી માધવપ્રિયદાસજી સ્વામી, બાલકૃષ્ણદાસજી સ્વામી, દેવકૃષ્ણદાસજી સ્વામી, હરિપ્રસાદદાસજી સ્વામી, ધર્મવલ્લભદાસજી સ્વામી વગેરે જેવા સંતોની કેળવણી ગુરુકુલ દ્વારા થઇ છે અને તાજેતરમાં અક્ષરવાસી થયેલા જોગી સ્વામી જેવા સંતોના જીવનમાંથી યુવાન સંતો સાચી સંતજીવન જીવવાની પ્રેરણા મેળવે અને સંપ્રદાયની સેવા કરી ઉજ્જવળ બનાવે એવી વડતાલ વિહારી શ્રી હરિકૃષ્ણ મહારાજનાં ચરણોમાં પ્રાર્થના કરીએ છીએ અને ગુરુકુલ પરિવારને સાંત્વના આપતા શુભાશિર્વાદ પાઠવ્યા હતા.''

આ ઉપરાંત ચેરમેન શ્રી પ.પૂ ઘનશ્યામ પ્રકાશદાસજી સ્વામી, કોઠારી શ્રી નિલકંઠચરણદાસજી સ્વામી, પ.પૂ બાલકૃષ્ણદાસજી સ્વામી(મેતપુર), પ.પૂ. નૌતમપ્રકાશદાસજી સ્વામી,પ.પૂ. ધર્મપ્રિયદાસજી સ્વામી, પ.પૂ. વિષ્ણુપ્રકાશદાસજી સ્વામી, પૂ. નારાયણચરણદાસજી સ્વામી, પૂ. કેશવચરણદાસજી સ્વામી, કેશવપ્રકાશદાસજી સ્વામી, ડી.કે. શાસ્ત્રી સ્વામી, પૂ. ભગવત્ચરણદાસજી સ્વામી, નારાયણભાઇ-નડીયાદ, ખીમજીભાઇ-ઇન્દોર વગેરે સંતો તેમજ મોટી સંખ્યામાં હરિભક્તોએ ઉપસ્થિત રહી પૂજ્ય જોગી સ્વામીને શ્રદ્ધા સુમન અર્પણ કર્યા હતા.

આજ રોજ ઠાકોરજીને થાળ તથા સંતો-ભક્તોને રસોઈનો લાભ ગુરુકુલ પરિવારે લીધો હતો. આ પ્રસંગે પ. પૂ. સદ્ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી, પ.પૂ. પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી, પ.પૂ. બાલકૃષ્ણદાસજી સ્વામી સંત મંડળ સહિત ઉપસ્થિત રહ્યા હતા.

## અસ્થિ વિસર્જન - નર્મદા

ભગવાન શ્રી સ્વામિનારાયણ, અનેક અવતારો તેમજ અનેક મહાપુરુષો દ્વારા પાવન થયેલ અને અનેક



તીર્થ સ્થાનોને શોભાવતી નર્મદા મૈયાને કિનારે તારીખ ૧૨ સપ્ટેમ્બરના રોજ અંખડ ભગવદ્ પરાયણ પ. પૂ. જોગી સ્વામીના અસ્થિઓનું વિસર્જન કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે પ. પૂ. સદ્ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી, પ.પૂ. પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી, પ.પૂ. પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી. પ.પૂ. પુરાણી શ્રી શ્રીહરિદાસજી સ્વામી વગેરે સંત મંડળ તેમજ મોટી સંખ્યામાં હરિભક્તોએ ઉતસ્થિત રહી લાભ લીધો હતો. આ પ્રસંગે તમામ વ્યવસ્થા શાસ્ત્રી શ્રી પ્રેમસ્વરુપદાસજી સ્વામીએ (મારુતી ધામ) કરી હતી.

## શ્રી સ્વામિનારાયણ મંદિર રાજકોટ

શ્રી સ્વામિનારાયણ મંદિર રાજકોટમાં તારીખ ૧૪ સપ્ટેમ્બરના રોજ પૂજ્ય જોગી સ્વામીની શ્રદ્ધાંજલિની સભાનું આયોજન કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે પ. પૂ. સદ્ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી, પ.પૂ.



પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી આદિ સંત મંડળ, પુજ્ય જોગી સ્વામીના ગુરુભાઇ ગવૈયા ગોવિંદપ્રસાદ સ્વામી, કોઠારી હરિજીવનદાસજી સ્વામી, પુરાણી માધવજીવનદાસજી સ્વામી વગેરે સંતો તેમજ મહાનુભાવો તથા માખાવડ, પારડી વગેરે ગામોના હરિભક્તોએ હાજર રહી પૂજ્ય સ્વામીને શ્રદ્ધા સુમન અર્પણ કર્યા હતા. મંદિરના કોઠારી શ્રી વિવેકસાગર સ્વામીએ તમામવ્યવસ્થા કરી હતી.

## અસ્થિ વિસર્જન - ભાદરા

ભાદરા ગામને અડીને વહેતી ઊંડ નદીમાં ભગવાન શ્રી સ્વામિનારાયણે પરમહંસો સાથે ઘણી વાર



સ્નાન કર્યુ છે તેમજ આ ગામમાં અ.મૂ. ગુણાતીતાનંદ સ્વામી આદિ ૧૬ મુકતો પ્રગટ થયા છે. પૂ.જોગી સ્વામીએ પણ આજ ગામમાં જન્મ ધર્યો હતો. આવા પવિત્ર તીર્થમાં તારીખ ૧૫ સપ્ટેમ્બરના રોજ પૂજ્ય જોગી સ્વામીના અસ્થિઓનું વિસર્જન કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી, પ.પૂ. પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી આદિ સંત મંડળ, તેમજ આજુ-બાજુના ગામોના હરિભક્તો હાજર રહ્યાં હતા.

## શ્રી સ્વામિનારાયણ મંદિર જુનાગઢ

સ્વામિનારાયણ મંદિર જુનાગઢમાં તારીખ ૧૬ સપ્ટેમ્બરના રોજ પૂજ્ય જોગી સ્વામીની શ્રદ્ધાંજલિ સભાનું આયોજન કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી, પ. પૂ.



પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી, પ. પૂ. બાલકૃષ્ણદાસજી સ્વામી (ફરેણી),પ.પૂ. મોહનપ્રસાદદાસજી સ્વામી,પ.પૂ ભારતી બાપુ, મંદિરના કોઠારી શ્રી ભકિતપ્રકાશદાસજી સ્વામી, ભીખુદાનભાઈ ગઢવી, એલ. ટી. રાજાણી વગેરે સંતો તેમજ હરિભક્તોએ ઉપસ્થિત રહી પૂજ્ય જોગી સ્વામીને શ્રદ્ધા સુમન અર્પણ કર્યા હતા. આજ રોજ ઠાકોરજીને થાળ તેમજ રસોઇ ગુરુકુલ પરિવાર તરફથી રાખવામાં આવ્યા હતા.

## અસ્થિ વિસર્જન - સોમનાથ

પવિત્ર તીર્થધામ સોમનાથ ખાતે પૂ. ભંડારી સ્વામી, પૂ. ગુરુ સ્વામી, પૂ. વિહારી સ્વામી, પૂ. ધર્મવત્સલ સ્વામી આદિ સંતાએ પધારી હિરણ-કપિલા-સમુદ્ર ત્રિવેણી સંગમખાતે પૂ. જોગી સ્વામીના અસ્થિઓનું વિસર્જન કર્યુ હતું.



## લંડન

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ પરિવાર યુ.કે. તથા કચ્છી લેવા પટેલ સમાજ દ્વારા પૂજ્ય જોગી સ્વામીની પવિત્ર સ્મૃતિમાં તારીખ ૧૧ સપ્ટેમ્બરના રોજ શ્રદ્ધાંજલિ



સભાનું આયોજન કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે મોટી સંખ્યામાં હરિભક્તોએ પધારી પૂજ્ય સ્વામીને શ્રદ્ધા સુમન અર્પણ કર્યા હતા. આ ઉપરાંત શ્રી ક.સ. સ્વામિનારાયણ મંદિર ઈસ્ટ લંડન દ્વારા ૨૪ કલાકની અખંડ ધૂન-મંત્રલેખન રાખવામાં આવ્યું હતું. તથા શ્રી સ્વામિનારાયણ મંદિર કેન્ટન દ્વારા શ્રદ્ધાંજલિ સભાનું આયોજન કરવામાં આવ્યું હતું.

## અસ્થિ સ્થાપન - SGVP



શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ ખાતે પૂજ્ય જોગી સ્વામીની **કાયમી સ્મૃતિ રહે તેવા હેતુથી** પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા પ.પૂ. પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામીના હસ્તે પૂજ્ય સ્વામીના અસ્થિઓનું સ્થાપન કરવામાં આવ્યું હતું.

## મુંબઇ

તારીખ ૧૮ સપ્ટેમ્બરના રોજ ગુરુકુલ પરિવાર, મુંબઈ દ્વારા પૂજ્ય જોગી સ્વામીની સ્મૃતિમાં સભાનું આયોજન કરવામાં આવ્યું હતું. આ સભામાં પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી,પ.પૂ.



પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી સંત મંડળ સાથે ઉપસ્થિત રહ્યા હતાં. આ પ્રસંગે પૂ. સંતદાસજી સ્વામી તથા મોટી સંખ્યામા હરિભક્તોએ ઉપસ્થિત રહી પૂજ્ય સ્વામીને શ્રદ્ધા સુમન અર્પણ કર્યા હતા.

## વાપી

તારીખ ૧૮ સપ્ટેમ્બરના રોજ વાપી સ્થિત હરિભક્તો દ્વારા પૂજ્ય જોગી સ્વામીની સ્મૃતિમાં સભાનું આયોજન કરવામાં આવ્યું હતું. આ સભામાં પ. પૂ.



સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી સંત મંડળ સાથે ઉપસ્થિત રહ્યા હતા.

## સુરત

તારીખ ૨૦ સપ્ટેમ્બરના રોજ ગુરુકુલ પરિવાર, સુરત દ્વારા પૂજ્ય જોગી સ્વામીની સ્મૃતિમાં **'પૂજ્ય જોગી**






સ્વામીની જીવન ગાથા' સભાનું આયોજન કરવામાં આવ્યું હતું. આ સભામાં પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી, પ.પૂ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી સંત મંડળ સાથે ઉપસ્થિત રહ્યા હતાં તથા પૂ. નિલકંઠસ્વામી, પૂ. વિષ્ણુપ્રકાશ સ્વામી, પૂ.








પ્રભુચરણ સ્વામી, પૂ. હરિવલ્લભ સ્વામી, પૂ. વિશ્વવલ્લભ સ્વામી, વગેરે સંતો તથા મોટી સંખ્યામા હરિભક્તોએ ઉપસ્થિત રહી પૂજ્ય સ્વામીને શ્રદ્ધા સુમન અર્પણ કર્યા હતા.

**પદયાત્રા :** પ. પૂ. જોગી સ્વામીના અસ્થિ વિસર્જન માટે અમદાવાદથી હરદ્વાર-ઋષિકેશ સુધી પદયાત્રાનો પ્રારંભ તા. ૨૨ સપ્ટેમ્બરના રોજ થયો હતો. પદયાત્રામાં પૂ. માધવચરણ સ્વામી, પૂ. ગોવિંદપ્રસાદ સ્વામી તથા પ્રેમજીભાઈ પટેલ જોડાયા છે.




અખંડ ભગવદ્ પરાયણ પૂજ્ય જોગી સ્વામીના દર્શન ઘરબેઠા થતા રહે તે માટે સુંદર ફોટો આલ્બમ તૈયાર કરવામાં આવ્યો છે . આલ્બમ ખરીદવા માંગતા ભક્તો સંપર્ક કરે.
સંપર્ક :- સાધુ પ્રિયવદનદાસજી સ્વામી. મો. ૦૯૮૭૯૨૦૬૬૦૩

## પૂજ્ય જોગી સ્વામી વિશેષાંક સૌજન્ય

- ગોપીનાથ યુવક મંડળ, અમદાવાદ.
- રાજેશભાઈ પી. પટેલ. (થીઓ પ્રીન્ટસ્, અમદાવાદ)
- અ.નિ. માતુશ્રી અમરબાઈ કુંવરજી લાલજી વેકરીયા, નારાયણપર (કચ્છ)ની પવિત્ર સ્મૃતિમાં. હ.સુપુત્રો નારાયણભાઈ તથા હરજીભાઈ
- પારુલબેન નિતીનભાઈ ગઢીયા, અમદાવાદ
- હરિકૃષ્ણ ગ્રાફીક્સ, અમદાવાદ. (હ. નંદકિશોર તથા સુરેશ)

**-: નોંધ :-**

પૂજ્ય જોગી સ્વામી વિશે ઘણા ભાવિક લેખકોએ લેખ મોકવેલા છે જેનો સમાવેશ પ્રસ્તુત અંકમાં થઈ શક્યો નથી. તે લેખો આગામી અંકમાં પ્રગટ કરવામાં આવશે.

## પ. પૂ. જોગી સ્વામીની પવિત્ર સ્મૃતિઓ




SGVPના નામાભિધાન પ્રસંગે આશિર્વાદ વર્ષાવતા પૂજ્ય જોગી સ્વામી. ૧૯૯૨



SGVPનું ખાતમૂહુર્ત કરી રહેલા પૂજ્ય જોગી સ્વામી તથા અ.મૂ. નારાયણભાઈ ઠક્કર. ૧૯૯૫



અમદાવાદ ગુરુકલમાં પ્રતિષ્ઠા પ્રસંગે ઘનશ્યામ મહારાજનો અભિષેક કરતા પૂજ્ય જોગી સ્વામી. ૧૯૯૫



સાઉથ કેરોલીના યુનિવર્સિટી સાથેના કોલોબ્રેસન સમયે ડો. એલેક્ઝાન્ડરને આશિર્વાદ. ૧૯૯૯



વિદેશયાત્રા પૂર્ણ કરી પધારેલા પૂજ્ય જોગી સ્વામીનું અમદાવાદ ગુરુકુલમાં સ્વાગત. ૨૦૦૦



SGVPમાં પ્રતિષ્ઠા પ્રસંગે ઘનશ્યામ મહારાજનો અભિષેક કરતા પૂજ્ય જોગી સ્વામી. ૨૦૦૧



SGVP ખાતે સ્વીમીંગપુલના ઉદ્‌ઘાટન પ્રસંગે
પધારતા પૂજ્ય જોગી સ્વામી. ૨૦૦૧



SGVP ખાતે સ્વીમીંગપુલમાં
જળઝીલણી ઉત્સવ. ૨૦૦૧



SGVP ના પ્રાંગણમાં પૂજ્ય જોગી સ્વામીનું
ઠાકોરજી સાથે વિચરણ. ૨૦૦૨



SGVP કેમ્પસમાં પૂજ્ય જોગી
સ્વામીનું વિચરણ. ૨૦૦૨



CITA (USA) દ્વારા પ્રાપ્ત એક્રેડીટેશન પૂજ્ય જોગી
સ્વામીને અર્પણ કરતા રવિભાઇ ત્રીવેદી.૨૦૦૩



પૂજ્ય સ્વામી સાથે મૈસુરના
પરકાલ જીયર સ્વામી. ૨૦૦૪

# પ. પૂ. જોગી સ્વામીની પવિત્ર સ્મૃતિઓ



દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલયના ખાત મૂહુર્ત
કરતા પૂજ્ય જોગી સ્વામી. ૨૦૦૫



અમદાવાદ ગુરુકુલમાં પૂજ્ય જોગી સ્વામીને દર્શન આપવા
પધારેલા પ.પૂ. આચાર્ય મહારાજ. ૨૦૦૭



અમદાવાદ ગુરુકુલમાં પૂજ્ય જોગી સ્વામી
સાથે વડીલ પાર્ષદો તથા સંતો. ૨૦૦૮



દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલયના ઉદ્‌ઘાટન પ્રસંગે યજ્ઞની
પૂર્ણાહૂતિ કરતા પૂજ્ય જોગી સ્વામીની. ૨૦૦૯



દ્રોણેશ્વર ગુરુકુલનું ભૂમિપૂજન કરતા
પૂજ્ય જોગી સ્વામી. ૨૦૧૦



જ્ઞાનસત્ર દરમિયાન પૂજ્ય જોગી સ્વામી દ્વારા
ઠાકોરજીની છેલ્લી આરતીના દર્શન. ૨૦૧૧

અખંડ ભગવત્ પરાયણ

પ.પૂ. શ્રી જોગી સ્વામીના ૧૦૮ વર્ષના ઉપક્રમે

સદ્ગુરુ વંદના મહોત્સવ

અંખડ ભગવદ્ પરાયણ પ. પૂ. જોગી સ્વામીની પવિત્ર સ્મૃતિમાં ડીસેમ્બર, ૨૦૧૨માં યોજાનાર સદ્ગુરુ વંદના મહોત્સવ ઉપક્રમે ભગવાન શ્રી હરિ તથા પૂજ્ય જોગી સ્વામીને પ્રસન્ન કરવા ગુરુકુલ પરિવાર દ્વારા ભજન-ભક્તિના નિયમો લેવાય રહ્યાં છે. નીચેના નિયમોમાંથી કોઈપણ નિયમગ્રહણ કરીને મહોત્સવ સુધીમાં પૂર્ણ કરીએ.

- ૧૦૮ સ્થળે ૧૦૮ કલાક ધૂન કરવી.
- ૧૦૮ મંત્ર લેખનની નાની બુક ભરવી.(પરિવાર દીઠ)
- રોજ ૩૫ જનમંગલના પાઠ કરવા.
- રોજ વંદુ સહજાનંદના પાઠ કરવા. ( કુલ ૧ કરોડ ૮ પાઠ કરવાના છે)

આપ દ્વારા ગ્રહણ કરાયેલા નિયમોની નોંધ શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ અમદાવાદ અથવા છારોડી કરાવવી.
વધુ સંપર્ક માટે શાસ્રી ભક્તિવેદાન્તદાસજી સ્વામીનો સંપર્ક કરવો. મો. નં. +૯૧ ૯૮૨૫૩ ૧૫૦૩૦

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP) અમદાવાદને આંગણે



# શરદોત્સવ

તારીખ : ૧૧ ઓક્ટોબર, મંગળવાર • સાંજે ૮:૩૦ કલાકે

જળ યાત્રા : તા. ૧૦ ઓક્ટોબર, સોમવાર સાંજે ૫:૩૦ કલાકે
શ્રી ઘનશ્યામ મહારાજનો મહાભિષેક : તા. ૧૧ ઓક્ટોબર, મંગળવાર
સવારે ૬:૪૫ કલાકે, અન્નકુટ દર્શન, સવારે ૯:૩૦ કલાકે

સ્થળ : શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ - છારોડી.

